ज्ञानोदय नं० ३

# नसीब व्हापणनी सरसाई.

तथा

## उपकारनी बलिहारी.

(બે મનોરંજક વાર્તાઓ.)

---

श्लोक.

उद्योगिनं पुरूषसिंहमुपैतिलक्ष्मीः
दैवेन देयमिति कापुरूषा वदन्ति ।
दैवंनिहत्य कुरु पौरुषमात्मशक्त्या
यत्ने कृते यदिन सिध्यति कोत्रदोषः॥

ભાષાન્તર કરી છપાવી પ્રસિદ્ધ કરનાર.

## લીલાધર વિ. કૃષ્ણારામ દ્વિવેદી.

---


અમદાવાદ.

યુ૦ પ્રિં૦ અને જ૦ એ૦ કં૦ 'લિમિટેડ'

સને ૧૮૮૬ (રિપન સંવત ૭) સંવત ૧૯૪૨

મૂલ્ય આઠ આના, પોસ્ટેજ અડધો આનો.

૨૭૦૫

ज्ञानोदय नं० ३

# नसीब डहापणनी सरसाई.

તથા

## उपकारनो बलिहारी.

( બે મનોરંજક વાર્તાઓ. )

---

श्लोक.

उद्योगिनं पुरूषसिंहमुपैतिलक्ष्मीः
दैवेन देयमिति कापुरूषा वदन्ति।
दैवंनिहत्य कुरु पौरुषमात्मशक्त्या
यत्ने कृते यदिन सिध्यति कोत्रदोषः॥

ભાષાન્તર કરી છપાવી પ્રસિદ્ધ કરનાર.

લીલાધર વિ. કૃષ્ણારામ દ્વિવેદી.

---

अमदावाद.

યુ॰ પ્રિં॰ અને જ॰ એ॰ કં॰ 'લિમિટેડ'

સને ૧૮૮૬ ( રિપન સંવત ૭ ) સંવત ૧૯૪૨

મૂલ્ય આઠ આના. પોસ્ટેજ અડધો આનો.

# अर्पण पत्रिका.

પરમપ્રિય મુરબ્બી ભાઈ નારાયણરાવ ભાસ્કરરાવ પંડિત.

મનહર છંદ.

શાણા ને સુશીલ ધીર વીર વિવેકના તમે,
દયા તણા દાના દોસ્ત રિપુ *રિપુગણના;
સુવિદ્યાના સાગરને ×નાગર નાયક વડા,
લાયકીથી લોભાયેલ મોટા મોટા જણના;
અજ્ઞાન, આળસ અને ઊંઘ કેરા કદા અરિ,
કાઢ્યા ભરી ભોર તમે કીરતિના કણના;
વારે વારે વિચારતાં પામું નહિ પાર ભ્રાત!
નારાયણ શી તમારા સુગુણની ગણના. ૧

સ્નેહીઓના મંડળનાં મેહરૂપી મન તેને,
સુધા સ્નેહ સાગર બ-ની સદાય સીંચ્યોછો;
ભલા ભલપણથી ર-હી હમેશ ભરપૂર,
અન્યના ભલા વિષે ન નેન કેદી મીંચ્યોછો;
ડરતા રહો હમેશ પર દિલ દુભાવતાં,
સરવને રીઝવ્યા થકીજ દિલે રીઝોછો;
નાના મોટા અપરાધ ભાળીને ન કરો કાળ
(પણ) સુવિવેકી વીર સુવિ-વેકથીજ ખીજોછો. ૨

---

*ષડ્રિપુ. ×નગરમાં રહેનાર અથવા ચાલાક.

મોટા મહારાજે મોટો આપ્યો અખતિયાર,
તોય ન લગાર મન મોટાઈ તમે ધરી;
હું સરીખા ઉપર જે પ્રથમનો પ્યાર તેને,
પૂર્ણ કર્યો પ્રફુલ્લિત નિત્ય વધારો કરી;
સુપથો બતાવીને સુચાવો સદા સુવિચાર,
મારાપર ભાવ સગા ભાઈથી વધુ ભરી;
એ બધાનો ઉપકાર માનનાર કેરા આ ભા—
ષાન્તર તણો સ્વિકાર કરશો કૃપા કરી.

કોઈ ગ્રંથકાર તણાં મન ધનથી લોભાય,
મોટા રાણા રાવ કે અમીર ઉમરાવમાં;
કોઈ મોટા સમરથ શેઠ શાહુકાર શોધે,
બોધે તેને અરથ કઢાવવાના દાવમાં;
સ્નેહનો સુઠામ તથા સદ્‌ગુણનો વિરામ,
ધીરઈ, અમીરાઈને ભાળ્યાં મેતો ભાવમાં;
પરમ પુનિત પંડિત શ્રી ભાસકર રાવ
કેરા કૂળ દીપ સૂત નારાયણ રાવમાં. ૪

લી. આજ્ઞાંકિત.

ગોલાધર વિ. કૃષ્ણારામ દ્વિવેદિ.



# પ્રસ્તાવના.

દુનિયામાં ઘણાખરા મનુષ્યો પોતાની સારી નરસી સ્થિતિનો, સુખ યા દુઃખનો, ગરીબાવસ્થા કે શ્રીમંતાઇનો, વિદ્વતાનો કે અજ્ઞાનતાનો આધાર નસીબપર બતાવે છે. ઘણે ભાગે જોઇશું તો આપણને એમજ માલૂમ પડશે કે દરેક મનુષ્ય એમ કહે છે કે 'ભાઇ જે નસીબમાં લખ્યું હશે તે કોઇથી મિથ્યા થવાનું નથી, કારણ કે लखितमपि ललाटे प्रोज्झितुं कः समर्थः આપણે ગમે તેટલી મેહેનતકરો, પરંતુ નસીબમાં હશે તોજ સર્વ મળશે.' આવાં આવાં વાક્યો વાપરી પોતાના પ્રયત્નમાં કેટલાક બેદરકાર રહી તે કરવા માંડે છે અને તેથી કાંઇ સિદ્ધિ થતી નથી. આ બિના કંઈ અભણ યા થોડું જ્ઞાન પ્રાપ્તવાળાને લાગુ પડેછે એમ નહીં, પરંતુ ઘણાખરા વિદ્વાનો પણ એમજ માને છે કે 'નસીબ એ વાત ખરીછે, અને નસીબ શિવાય કંઇ બનતું નથી.' એ વાત ખરી છે કે સઘળા વિદ્વાનો કંઈ એવું માનતા નથી. કેટલાક સારા કેળવાયલા પુરૂષો વચ્ચે 'નસીબ મોટું કે ઉદ્યમ' તેની ચર્ચા ચાલતી મેં જોઇછે. પણ તેમાંના કેટલાક એમજ માને છે કે નસીબ એ પ્રથમ વાત છે, અને કેટલાક ઉદ્યમ તે પ્રથમ માનેછે. દલિલો આપવામાં જો સંસ્કૃત પ્રમાણ મૂકવામાં આવે તો તેમાં પણ બન્ને તરેહના શ્લોકો મળી આવે છે. અને ઉદ્યમ કરતાં નસીબનાં પ્રમાણ વધારે મળી આવશે. ત્યારે આ ખીચડામાંથી ખરૂં સત્ય ખોળી કાઢવું એ કંઇ અઘરૂં તો છેજ. જેઓ પ્રથમ નસીબને નહિ માનનારા હોય છે તેઓ પ્રવૃત્તિમાં પડ્યા પછી માને છે કે નસીબ એ વાત ખરી છે. આવી તરેહની ભાંજગડ મારા મનમાં પણ થતી હતી, તેવામાં સર્વ પ્રકારે સમાધાન કરે તેવી ઇંગ્રેજી વાર્તા મા-

રા વાંચવામાં આવી. તેમાં આખર એમ સિદ્ધ કરયું છે કે માણસ જાતના સારા નરતા ભાગ્યનો આધાર તેના ડહાપણ ઉપર રહે છે. અને તે પ્રમાણે તેણે સિદ્ધ પણ કર્યું છે એમ માલૂમ પડે છે. તેથી મેં ધાર્યું કે એવા પુસ્તકનું ભાષાંતર કરી પ્રજા સમક્ષ મૂક્યું હોય તો ઘણે દરજ્જે ઉપયોગી થાય, તેમ ધારી આ પુસ્તક પ્રિય વાંચનારની શેવામાં મૂકું છું. તે વાંચીને તેમાંથી સારાસાર ગ્રહણ કરશો.

પુસ્તકનું કદ નાનું થવાનો સંભવ હોવાથી તેની અંદર ઉપકારની બલિહારી એ વાર્તા પણ દાખલ કરેલી છે. તેની અંદર એમ બતાવ્યુ છે કે ગમે તેવા નીચ મનુષ્ય પર પણ ઉપકાર કર્યો હોય તો તેનો બદલો તે કેવી સારી રીતે આપેછે તથા મરવાની અણીએથી કેવી સારી રીતે બચાવેછે. તે શિવાય તેની અંદરથી જેમઇકામાં પ્રથમ ગુલામોની કેળવણી કેવી હતી તેપણ સમજાઇ આવે છે.

આ બન્ને વાર્તાઓનું ભાષાંતર કરી રહ્યા પછી મારા જાણવામાં આવ્યું કે એ બન્ને વાર્તાઓ મુંબાઇમાં નીકળતા ફુરસદ નામના કોઈ પારસી ચોપાનીઆમાં આવી ગઇ છે. તે પરથી મેં ખબર કાઢી તે લાવી વાંચી જોયું તો મારા ભાષાંતરમાં અને એ ભાષાંતરમાં ઘણો ફરક દીઠો. તે બાઇએ ફક્ત એનો સાર લેઇ ખરી ખૂબીનાં વાક્યો પણ મૂકી દીધાં છે, તેમ તેની ભાષા પણ પારેસી-ગૂજરાતી છે. તે પરથી મેં ધાર્યું કે સાદી અને સરળ ગૂજરાતી ભાષામાં અને તેની સઘળી ખૂબી સહીત આ ભાષાંતર છપાવવાથી તે લાભદાતા અને લોકપ્રિય થઈ પડશે.

આ ભાષાંતર મેં અક્ષરે અક્ષર કર્યું નથી, તેમ તેના મૂળ ભાવનો નાશ પણ થવા દીધો નથી. કોઇ વાક્યનો ભાવ રહી જાય તેમ પણ થવા દીધું નથી. તેથી આશા છે કે આ પુસ્તક લોકપ્રિય થઈ પડશે. **ભાષાંતર કર્ત્તા.**

૨૭૦૫

# નસીબ ડહાપણની સરસાઈ.

## પ્રકરણ ૧ લું.

### ભોળપણુ એ દુઃખનું મૂળછે.

જેવી રીતે બગદાદનો ખલીફ હેરનઅલરસીદ રાત્રે ફરવામાં આનંદ માનતો તેવી રીતે કાન્સ્ટાન્ટીનોપલનો મહાન સીનીઅર પણ પોતાના શેહેરની પોળોમાં રાત્રે ફરવામાં આનંદ માનેછે એ વાત સર્વ માન્યછે. શુકલપક્ષમાં એક ચંદની રાત્રે એ સીનીઅર પોતાના વડા પ્રધાન સાથે શેહેરના મુખ્ય મુખ્ય મોહોલ્લાઓમાં ફર્યો, પરંતુ કંઈ નવાઈનું માલૂમ પડ્યું નહીં. આખરે જ્યારે તેઓ એક દોરડાં બનાવનારના ઘર પાસે થઈને જતા હતા ત્યારે સુલતાનને, માણસ જાતના કૃત્યો ઉપર નસીબની સત્તા વિષે પોતાના વિચારમાં જૂદા પડતા એક કોજીઆ હસન અલ્હાબલ નામનો દોરડાં બનાવનાર આરબ, તથા સાદ અને સાદી નામના તેના બે મિત્રોની વાત યાદ આવી. મહાન સીનીઅરે પોતાના વજીરને પૂછ્યું, 'આ બાબત વિષે તમારો શો અભિપ્રાય છે! વજીરે જવાબ આપ્યો, 'હે ખુદાવિંદ! દુનિયામાં નસીબ કરતાં ડહાપણ ઉપર લાભાલાભ વધારે આધાર રાખેછે એવો મારો આધીન મત છે.' સુલતાને કહ્યું, 'ડહાપણ કરતાં નસીબ માણસને વધારે ફાયદો કરેછે એમ અમારૂં ધારવું છે.' તમે હમેશાં નથી સાંભળતા કે લોકો ભાગ્યવાન્ અગર ભાગ્યહીણ કહેવાય છે. જો આ વાત અનુભવસિદ્ધ નહોત તો આવો અભિપ્રાય લોકોમાં કેવી રીતે ઠસી શકે.' શાણા વજીરે

જવાબ આપ્યો, 'જહાંપનાહ, આ બાબત વિષે આપની સાથે વિવાદ કરવાને તાબેદાર યોગ્ય નથી.' સુલતાને કહ્યું, 'મારી સાંભળવાની ઇચ્છાછે તેથી હું આજ્ઞા કરૂંછું કે તમારા મનમાં જે હોય તે ખુલ્લેખુલ્લું કહીદો.' વજીરે જવાબ આપ્યો, 'ત્યારે તો શેવકનો એવો મત છે કે લોકો બીજા માણસોના ફક્ત બાહ્ય વૃત્તાંત જાણવાથીજ તેમને નસીબદાર કે કમનસીબદાર માનેછે, પરંતુ જે બનાવો અને અકસ્માતોમાં તેઓએ ડહાપણ અગર મૂર્ખાઈ બતાવી હોય તે વિષે તેમને માહીતિ હોતી નથી. દાખલા તરીકે મારા સાંભળવામાં આવ્યું છે કે આ શેહેરમાં હાલ બે માણસો પોતાના સુભાગ્ય અને દુર્ભાગ્ય માટે પ્રખ્યાતછે. એકનું નામ ભાગ્યહીણ મુરાદ અને બીજાનું નામ ભાગ્યશાળી સલાદીન છે. હવે જો આપણે તેઓની વાત સાંભળીએ તો આપણને માલૂમ પડશે કે એક ડાહ્યો અને બીજો મૂર્ખ માણસ છે, એવો મારો આધીન મત છે.' સુલતાને પૂછ્યું, 'એ બે માણસો ક્યાં રહેછે?' વજીરે જવાબ આપ્યો, 'ભાગ્યહીણ મુરાદ પાસેના ચોકમાં રહે છે.' સુલતાને તેને ઘેર તાકીદથી જવાને જણાવ્યું. ભાગ્યેજ તેઓ ચોકમાં પેઠા હશે તેટલામાં તેમણે વિલાપની મોટી બૂમો સાંભળી. જે ઘરમાંથી અવાજ નીકળતો હતો ત્યાં તે આવ્યા, ત્યારે તેનું બારણું ઉઘાડું દીઠું; અને તે ઘરમાં એક માણસ પોતાની પાઘડી પીખી નાખતો અતિશય રડતો તેઓની નજરે પડ્યો. તેઓએ તેના દુઃખનું કારણ પૂછ્યું; ત્યારે તેણે પોતાના બારણા આગળની ચોકડી ઉપર ચીનાઈ ચંબુના કડકા પડ્યા હતા તે આંગળી કરી બતાવ્યા. સુલતાને તે ચંબુમાંના કડકા હાથમાં લઇને કહ્યું, 'આ ખરેખર સુંદર ચીનાઈ ચંબુ દેખાય છે; પણ ચીનાઇ ચંબુનુ નુકશાન થાય તેનાથી શું આટલું બધું દુઃખ અને

નિરાશા ઉપજે !' તે અંબુના માલિકે વિલાપ કરતાં છાના રહીને તે સ્વાંગધારી વેપારીઓ તરફ જોઇને કહ્યું, 'હે! ગહસ્થો ! મને લાગેછે કે તમે મુસાફર છો, અને મારી દિલગીરી અને નિરાશાનાં કેટલાં બધાં કારણો છે તે આપ જાણતા નથી. વળી આપ ભાગ્યહીણ મુરાદની સાથે વાત કરોછો તે પણ આપને માલૂમ નથી. હું જન્મ્યો ત્યારથી તે આજ સુધીમાં મારા ઉપર જે આફતના બનાવો બન્યા તે સઘળા જો આપ સાંભળો તો આપને વખતે મારાપર દયા પણ આવે, ને આપ કબૂલ પણ કરો કે મારે નિરાશ થવાનું સબળ કારણછે.' સુલતાને તે જાણવાની ખાસ જીજ્ઞાસા બતાવી. અને મુરાદે પોતાનાં સાહસ કામો વર્ણવીને સુલતાનની અનુકંપા મેળવવાના આશાએ તેમની જીજ્ઞાસા પૂરી પાડવા મનપર લીધું. તેણે કહ્યું 'હે ! ગૃહસ્થ ! હું ભાગ્યેજ આપ જેવાને મારા જેવા અભાગીઆને ઘેર આમંત્રણ કરવાની હિંમત ધરૂં, પરંતુ જો આપ આજની રાત મારા ઘરમાં રહેશો તો આપની ફુરસદની વખતે મારા કર્મની કથા કહીશ.' સુલતાને અને વજીરે મુરાદને ઘેર આખી રાત રહેવા ના પાડી અને કહ્યું, 'અમારે અમારા ખાનને ઘેર જવું જોઇએ, કારણ કે અમારી સાથેના માણસો અમારી રાહ જોઈ બેશી રહ્યા હશે. તોપણ અમે તમારા ઘરમાં અડધો કલાક આરામ લેવાની રજા માગીએ છીએ; અને જો તમારા દુર્ભાગ્યનું વર્ણન કરવાથી તમને ફરીથી કંઈ વધારે દિલગીરી ન થાય તો તમારી જીંદગીનો વૃત્તાંત અમને કહો.' દુનિયામાં ભાગ્યેજ એવા માણસો હશે કે જ્યાં ફાયદો થાય અથવા ફાયદો થવાની આશા હોય ત્યાં પોતાના કમનસીબ વિષે વાત કરવાને ચહાય નહીં. જેવા વેષધારી વેપારીઓ બેઠા કે તુરત મુરાદે પોતાનો વૃત્તાંત નીચે પ્રમાણે કહેવા માંડ્યો.

"મારા પિતા આ શેહેરના એક વેપારી હતા. જે દિવસે હું જન્મ્યો તેની પેહેલાંની રાત્રે મારા પિતાને સ્વપ્નું આવ્યું કે જે છોકરાનો જન્મ થયો તેનું અર્ધુ અંગ કૂતરાના અને અર્ધું સર્પના આકારનું છે. તેની બેડોળ આકૃતિ ગુપ્ત રાખવાને ઉતાવળથી એક ઉનના કડકામાં તેને વીંટચો. પરંતુ તે ઉનનો કડકો કમનસીબે મહાન સીનીઅરની પાઘડી માલૂમ પડી. અને પાદશાહ પોતાની પાઘડીને સ્પર્શ કરવાનું તેનું ઉદ્ધતપણું જોઇ ગુસ્સે થયો, તેથી તેનું માથુ કાપી નાખવાને હુકમ કર્યો. મારા પિતાનું માથું કાપી નાખવાની તૈયારીમાં હતા તેટલામાં તેમની આંખ ઉઘડી ગઇ; પરંતુ પોતાના સ્વપ્નાના ભયથી તે તો અર્ધા ગાંડા જેવા થઇ ગયા. એ ભાગ્યદેવીના એક દૃઢ ભક્ત હતા, તેથી એમને ખાતરી થઇ કે એ છોકરો મોટા દુઃખનું મૂળ થઇ પડશે. તેથી હું જન્મ્યો નહોતો તે પેહેલાં પણ મારા તરફ એમનો ધિક્કાર ઉત્પન્ન થયો. પોતાને સ્વપ્નું આવ્યું તે એક જાણે આકાશમાંથી ચેતવણી આવી નહોય એમ તેમણે ધાર્યું; તેથી નિશ્ચય કર્યો કે એ છોકરાનું મારે મોં જોવું નહિ. મારો જન્મ ખરેખર અર્ધ કૂતરાના અને અર્ધ સર્પના આકારનો થયો કે નહિ તે જોવાને જરા પણ તે થોભ્યા નહિ, પણ બીજે દિવસે સવારમાં અલેપો જવાને નીકળ્યા, અને પાંચેક વર્ષ સુધી ઘેર આવ્યા નહિ. એ દરમિયાનમાં મને કાંઇપણ કેળવણી આપવામાં આવી નહોતી. એક દિવસ મેં મારી માને પૂછ્યું કે મારૂં નામ ભાગ્યહીણ મુરાદ શા માટે પાડ્યું છે, ત્યારે તેણે જવાબ આપ્યો, 'એ નામ તારા બાપને કંઇ સ્વપ્નું આવવાથી પાડ્યું છે; પરન્તુ ભવિષ્યમાં જો તું ભાગ્યશાળી નિવડે તો તારૂં આ નામ વિસારે પડે.' મારી વૃદ્ધ આયા તે વખતે હાજરહતી. તેણે જેવું મોં કરી ડોકું ધૂણાવ્યું તે હું કદી ભૂલી જઇશ

નહિ, અને મારી માના કાનમાં હું સાંભળી શકું એટલે મોટેથી કહ્યું, 'એ છોકરો અભાગીઓ હતો, છે, અને હમેશાં રહેશે. જે માણસો આ દુનિયામાં અભાગીઆજ અવતર્યા છે, તે પોતાની મેળે ભાગ્યશાળી થઈ શકે નહિ; તેમ મહમદ પેગંબર શિવાય કોઈપણ તેમને માટે કંઈ કરી શકે નહીં. પણ ભાગ્યહીણ માણસોએ ફતેહમંદ નિવડવા માથા કૂટ કરવી એ તેમની મૂર્ખાઈ છે. બેહેતર છે કે તેને સત્વર તાબે થવું. હું તે વખતે નાનો હતો, તેથી આ શબ્દોએ મારા મનપર ભયંકર અસર કરી. આ પછી મારા ઉપર જે અકસ્માતો આવી પડ્યા તે ઉપરથી મારી આયાની ભવિષ્ય વાણીમાં મને દૃઢ આકીન ચોંટયું. જ્યારે મારા પિતા મુસાફરી કરીને ઘેર પાછા આવ્યા તે વખતે મારી ઉમર આઠ વર્ષની હતી. મારા પિતાને આવ્યે એક વર્ષ થયું ત્યાર પછી મારા ભાઈનો જન્મ થયો. એનું નામ ભાગ્યશાળી સલાદીન પાડ્યું; કારણ કે જે દિવસે એનો જન્મ થયો તેજ દિવસે મારા પિતાનું એક કિમતી વસ્તુઓથી ભરેલું વહાણ સહીસલામત બંદરમાં આવ્યું. મારો ભાઈ સલાદીન પોતાની બાલ્યાવસ્થામાં પણ જે સુભાગ્યના નાના દાખલાઓથી ખ્યાતી પામ્યો તે સઘળાનું વર્ણન કરી આપને કંટાળો આપવાની મારી ખુશી નથી. જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ, હું જે જે કામ કરવા પ્રયત્ન કરતો તે તે કામમાં મારૂં કમનસીબ જેટલું પ્રાધાન્ય હતું તેટલે દરજ્જે દરેક કામ જે તે માથે રાખતો તેમાં, તે ફતેહ પામતો. જ્યારથી કિમતી વસ્તુઓથી ભરેલું વહાણ આવ્યું ત્યારથી અમે ઠાઠમાઠ ભેર રહેવા માંડ્યું હતું. અને મારા પિતાના કામની ચઢતી મારા ભાઈ સલાદીનના સુભાગ્યથીજ થઈ એવું તે માનતા હતા. જ્યારે સલાદીન વીશવર્ષનો થયો ત્યારે મારા પિતાને ભારે મંદવાડ આવ્યો, અને એમને એમ

લાગ્યું કે હવે મને મટવાનુંનથી; તેથી મારા ભાઇને પોતાની પથારી આગળ બોલાવ્યો, અને જણાવ્યું, 'આપણે ભ-પકા બેર દિવસ ગુજાર્યા છે તેથી ખજાનો ખાલી થઈ ગ-યો છે; અને કામની અવ્યવસ્થા થઇછે. વળી હમેશાં આ-વી રીતે ફતેહ પામીશું એવું ધારી, અક્કલ કહ્યું નકરે તે કરતાં પણ વધારે યુક્તિઓ કામે લગાડી સદ્દા ક્યા, તેનું પરિણામ એ આવ્યું કે બે ચીનાઈ ચંબુ શિવાય ત-મારે માટે કંઈ પણ રહ્યું નથી. આ બે ચીનાઇ ચંબુ સુંદ-રતાને માટે પ્રસિદ્ધ છે. પરંતુ તે ચંબુ ઉપર અપ્રસિદ્ધ લિ-પિમાં કેટલાક શ્લોક લખેલાછે તેથી વધારે કિમતી ગણાય છે. આ શ્લોક જેની પાસે હોય તે માણસને તે એક તા-વીજ તરીકે થઈ પડેછે, એવું મને માલૂમ છે.' એ બે ચંબુ મારા પિતાએ મારા ભાઈ સબાદીનને વારસામાં આપ્યા, અને કહ્યું કે એ બેમાંથી એકે પણ તારા ભાઇને આપી શકતો નથી, કારણ કે એ એવો અભાગીઓ છે કે તે ન-ક્કી ચંબુ ભાગી નાખે, તોપણ મારા પિતાએ સ્વર્ગ વાસ કર્યો ત્યાર પછી મારા ઉદારે ભાઇએ મને કહ્યું કે આ બે ચંબુમાંથી તું એક પસંદ કર. મને સુભાગ્ય અને દુર્ભાગ્ય વિષે આકીન નથી એવું વારંવાર કહીને મારા મનમાંથી તેવા વિચાર કાઢી નાખવા પ્રયત્ન કર્યો; અગર જો કે મારા ઉપર કૃપા કરી હમેશની દિલગીરી કાઢી નાખવા તે ણે પ્રયાસ કર્યો, તોપણ હું એના મતને મળતો થઈ શ-કતો નથી. હું જાણતો હતો કે જે જે કોશીસ હું કરીશ તે તે ફોકટ જશે, કારણ કે મને પક્કી ખાતરીછે કે જે હું ધારૂં તે કરૂં પણ ભાગ્યહીણ મુરાદ મટવાનો નથી."

"જો કે અમારા પિતા અમને આવી દુઃખદાયક સ્થિતિમાં મૂકી ગુજરી ગયા તોપણ કોઈપણ રીતે મારો ભાઈ નાસી-પાસ થઇ ગયો નહોતો. તેણે કહ્યું, 'મને ખાતરી છેકે હું

મારૂં ગુજરાન ચલાવવાનાં સાધનો ખોળી કાઢીશ, અને તે પ્રમાણે તેણે શોધી પણ કાઢ્યાં. અમારા ચીનાઇ ચંબુ તપાસવાથી તેને માલૂમ પડ્યું કે તે ચંબુમાં પ્રકાશિત રાતા રંગનો ભૂકો છે. વળી એમ પણ લાગ્યું કે એ ભૂકાથી રંગીએ તો રંગ સુંદર ખીલશે. તેણે તે પ્રમાણે કરી જોયું. કેટલીક મહેનતે અચંબો ઉપજાવે એવી ફતેહ તે પામ્યો. જે વેપારીઓ મહાનસીનીઅરના અંતઃપુરમાં કપડાં પૂરાં પાડતા, તેમાંનો એક વેપારી મારા પિતા હયાત હતા ત્યારે મારી માને ઉમદા પોશાક આપી જતો. મારા ભાઇએ આ વેપારી ઉપર કાંઇક ઉપકાર કર્યો હતો. તેને જ્યારે મારા ભાઇએ રંગની વાત કહી ત્યારે તેણે ખુશીની સાથે તે રંગની ભલામણ કરવા હા પાડી. ખરેખર તે એટલો બધો સુંદર હતો કે જ્યારે તે રંગ બતાવવામાં આવ્યો ત્યારે બીજા રંગ કરતાં વધારે પસંદ પડ્યો. સલાદીનની દુકાનમાં એકદમ ગ્રાહકો ભરાવા લાગ્યા. તેનો રાતો રંગ જેટલો તેને લાભ કર્તા હતો તેટલીજ તેની મનહરણ રીત-ભાત તથા આનંદજનક વાતો ફાયદેસર હતી. એથી ઉલટું મને માલૂમ પડ્યું કે કોઇપણ માણસ મારા તરફ એકવાર દૃષ્ટિ કરે અને મારો દિલગીરી ભરેલો ચહેરો જુએ કે તુરત મારા ઉપર તેને કંટાળો આવ્યા વિના રહે નહીં. આ વાત મને ખુલ્લી માલૂમ પડી. તેથી મારા દુર્ભા-ગ્યને માનવાને મને દૃઢ નિશ્ચય થયો. એક દિવસ એવું બન્યું કે એક સ્ત્રી ભપકાદાર પોશાક પહેરી બે દાસીઓને સાથે લેઈ મારા ભાઇની દુકાને કંઇ ખરીદ કરવાને આવી. મારો ભાઈ કંઈ કામ પ્રસંગે બહાર ગયો હતો, ને હું એક-લોજ દુકાને હતો. તે સ્ત્રીએ કેટલોક સામાન જોયો પછી ઓરડામાં મૂકેલા મારા ચીનાઈ ચંબુ તરફ તેની નજર ગઇ. તે જોઈને એ સ્ત્રીને ઘણો મોહ ઉત્પન્ન થયો,

તેથી મને કહ્યું કે જો તમે એ વેચવા ધારતા હો તો તમે માગો તે કિંમત હું આપું, પણ મેં તે વાતની નાખુશી બતાવી; કારણ કે હું એવું માનતો કે જો આ તાવીજ હું ખુશીથી આપી દેઊં તો મારા ઉપર કેટલાંક ભયંકર દુઃખો આવી પડશે. તે સ્ત્રીને મેં ના કહી, તેથી ગુસ્સે થઇને સ્ત્રીજાતની માફક પોતાની ધારણામાં વધારે દૃઢ થઈ. વિનંતિ અથવા પૈસાથી બિલકુલ હું પીગળ્યો નહીં. મારી હઠીલાઇથી તે બેહદ ગુસ્સે થઈ, અને દુકાન છોડી ચાલતી થઈ. જ્યારે મારો ભાઈ પાછો આવ્યો ત્યારે જે બિના બની હતી તે સવિસ્તર મેં કહી ને આશા રાખી કે મારા ડહાપણ માટે તે મારાં વખાણ કરશે;પણ ઉલટો મારા ચંબુ ઉપર જે શ્લોક લખેલા હતા તેને મેં વહેમી ગણ્યા તેથી તેણે મને ઠપકો દીધો;અને કહ્યું કે મંત્રો તરફથી રક્ષણ થવાની મિથ્યા આશા રાખી દુનિયામાં ફતેહમંદ નિવડવાનું સાધન ખોવું એ મૂર્ખાઇ છે.હું તેના વિચારને મળતો આવ્યો નહીં, અને તેણે જે શિખામણ દીધી હતી તે પ્રમાણે વર્તવાને મારી હિંમત ચાલી નહીં. બીજે દિવસે તેજ સ્ત્રી પાછી આવી,ને મારા ભાઇનો ચંબુ તેણે દશ હજાર મોહોરો આપી ખરીદ કર્યો. મારા ભાઇએ તે નાણાનું વધારે વ્યાજ મળે એવી રીતે કામે લગાડ્યા. જ્યારે તે વાતને ઘણા દિવસ થયા ત્યારે મને પશ્ચાત્તાપ થયો; પણ મેં એમ માન્યું કે પ્રસંગ આવે શીરીતે વર્તવું તેનો તેજ વખતે નિર્ણય થવો એ નસીબાધીન છે. જ્યારે હું તક ખોતો ત્યારે દિલગીર થતો કે જે બાબત વિષે મેં પ્રથમ નિશ્ચય કર્યો હતો તેથી મેં ઉલટું કર્યું નહીં. મારે આ રીતે વર્તવું કે આ રીતે વર્તવું એ વિષે મારા મનમાં ટચુપચુ થતું તેટલામાં તો ઘણીખરીવાર કામ કરવાનો અવસર વીતી જતો. હું અ-

બાગીઓ હતો તેથીજ આમ થતું. પરંતુ મારે મારી વાત આગળ ચલાવવી જોઇએ."

"જે સ્ત્રીએ મારા ભાઈ સલાદીન પાસેથી ચંબુ ખરીદ કર્યો હતો તે સ્ત્રી સુલતાનાની માનીતી હતી, તેથી જનાનખાનામાં તેનું વધારે ચાલતું હતું. હું તે સ્ત્રીની ઇચ્છાઓની સામે થયો હતો તેથી તે મારા ઉપર એટલી બધી નાખુશ થઇ કે જ્યાં સૂધી હું એ દુકાનમાં રહું ત્યાં સૂધી એણે ત્યાં કદીપણ ન આવવાનું પણ લીધું. મને રજા આપવા તે ખુશી નહોતો; પરંતુ આવા સારા ભાઇને હરેકત થાય તે મારાથી સહન થઈ શકે નહીં; તેથી મારૂં શું થશે તેની દરકાર ન કરતાં હું મારા ભાઇને મારો ઇરાદો જણાવ્યા શિવાય તેની દુકાનેથી જતો રહ્યો. પરંતુ ક્ષુધા એટલી બધી લાગી કે તેણે કાંઈ તાત્કાલિક પગલું ભરવાની જરૂર પાડી. હું એક ભઠીઆરાની દુકાને શેકાતી રોટલીઓની વાસથી લલચાઇને તેની દુકાનના ઓટલા ઉપર બેઠો, અને નમ્રતાથી કહ્યું કે મને રોટલી આપો. ભઠીઆરાના છોકરાએ હું ક્ષુધામાંથી મુકત થાઉં તેટલી રોટલી આપી; અને મારી સાથે એવી સરત કરીકે આપણે એક બીજાનો પોશાક અદલબદલ કરવો; અને આજ મારી સાથે શેહેરમાં રોટલી ઉચકીને આવવું. મેં આ સરત એકદમ કબૂલ કરી. પરંતુ મારી કબૂલાતને માટે તુરતજ મારે પસ્તાવું પડ્યું. ખરેખર, જો મારા કમનસીબે હમેશની માફક અણીની વખતે મારી યાદદાસ્તી અને વિચારશક્તિ બહેર કરી દીધી ન હોત તો હું કદી આ ભઠીઆરાની પ્રપંચી માગણી કબૂલ કરત નહીં; કારણ કે થોડા દિવસથી કાન્સ્ટાન્ટીનોપલના લોકો ભઠીઆરા તેમને જે રોટલી પૂરી પાડતા તેના ગુણ તથા વજન માટે નાખુશ થયા હતા. આવી જાતનો અસંતોષ બળવો થવાનો

ભય ઉપજાવે છે. આવી અવ્યવસ્થામાં ભઠીઆરાના છોકરાઓને પોતાની જીંદગી ખોવી પડી છે. આ બધી સ્થિતિ વિષે હું જાણતો હતો, પણ જ્યારે તેની જરૂર પડતી ત્યારે તે મને યાદ આવતી નહોતી. મેં ભઠીઆરા સાથે કપડાં અદલબદલ કર્યાં, અને હું પાસેના ખાંચામાં રોટલી લઇને પોહોચ્યો નહીં એટલામાં માણસોનું ટોળું શ્રાપ અને ગાળો દેતું મારી આસપાસ ભરાઇ ગયું, અને વળી તે લોકો મહાન સીનીઅરના મેહેલના દરવાજા સુધી મારી પાછળ પાછળ આવ્યા. મુખ્ય પ્રધાન તે લોકોના શોરબકોરથી બીન્યો, ને આવા બનાવ વખતે હમેશાં જેવી રીતે ભઠીઆરાઓનું માથું કાપી નાખવામાં આવતું હતું તેવીજ રીતે મારૂં માથું કાપી નાખવાને હુકમ કર્યો. તે વખતે મેં ઘૂંટણીએ પડીને મારા બચાવમાં જાહેર કર્યું કે તમે મને ભઠીઆરો જાણોછો, પણ હું ભઠીઆરો નથી; અને મારે તેની સાથે કોઇપણ જાતનો સંબંધ નથી. અને વળી કાન્સ્ટાન્ટીનોપલના લોકને ઓછા વજનની રોટલી મેં કદી આપી નથી. મેં જાહેર કર્યું કે ફક્ત આજનેજ માટે મેં મારાં કપડાં ભઠીઆરાના છોકરાને આપી તેનાં બદલે લીધાં છે. અને જો હું અભાગીઓ ન હોત તો મેં કદી એવું કામ કર્યું હોત નહિ. તેમાંના કેટલાક માણસોએ કહ્યું કે એ છોકરાની મૂર્ખાઇ માટે એને એ શિક્ષા કરવી યોગ્ય છે. પણ બાકીના માણસોને મારા ઉપર દયા આવી, તેથી જે અમલદારને વજીરનો હુકમ અમલમાં લાવવા મોકલ્યો હતો તેણે કેટલાક ઘોંઘાટ કરનારા બળવાખોરોને શાન્ત પાડવા તેઓના સામું મોં ફેરવ્યું એટલામાં તેમણે મારે માટે ભીડમાં રસ્તો કરી આપ્યો, અને આ પ્રમાણે મારા ઉપર તેમની મેહેરબાની થવાથી હું અગિયારા ગણી ગયો."

# પ્રકરણ ૨ જું

## મૂર્ખ માણસોને પોતાની મૂર્ખાઈનાં બહાનાં જડી આવેછે.

"હું કાન્સ્ટાન્ટીનોપલ છોડીને ચાલ્યો ગયો. મારો ચંબુ મેં મારા ભાઈ પાસેજ રહેવા દીધો હતો. હું શેહેરથી થોડાક ગાઉ દૂર ગયો ત્યારે મારે એક લશ્કરની ટુકડીનો સંગાથ થયો. હું તેમના ભેગો ભળી ગયો, અને તેઓ ઇજીપ્ત જતા મહાન સીનીઅરના લશ્કરને મળી જવાના છે એવું જાણી મેં પણ તેમની સાથે જવાનો નિશ્ચય કર્યો. મેં મારા મનમાં કહ્યું કે જો મહમદ પેગમ્બરની એવી ખુશી હોય કે મને મારી નાખવો છે, તો મારૂં જે કરવાનું હોય તે જલદીથી કરે તો વધારે સારૂં. હું દિલગીરીમાં ગરક થઈ ગયો હતો એટલુંજ નહિ, પણ તેની સાથે એટલો બધો આળસુ બની ગયો હતો કે મારી જીંદગીનું રક્ષણ કરવાનાં સાધનો હું ભાગ્યેજ લેતો. ઇજીપ્ત જતાં રસ્તામાં હું આખો દિવસ ચલમ પીતો વહાણના તુતક ઉપર બેસતો, અને મારી પૂર્ણ ખાતરી છે કે જો મારા ધારવા પ્રમાણે સમુદ્રમાં તોફાન થયું હોત તો મારો જીવ ઉગારવાને હું મારા મોંમાંથી ચલમ નીચે મૂકત નહિ, તેમજ દોરડું પણ પકડત નહિ. ભાગ્યદેવી તરફની મારી દૃઢ આસ્થાએ મારા મનને જે ઇશ્વરેચ્છાધીન કે આળસુ (તમારી મરજી પડે તે કહો) કરી નાખ્યું હતું તે ઇશ્વરેચ્છા કે આળસની અસર એવીજ હોયછે; તોપણ મારા અમાંગલિક ભવિષ્યથી ઉલટું અમે સહીસલામત ઇજીપ્ત જઈ પહોંચ્યા. જ્યારે બધા માણસો વહાણમાંથી કિનારે ઉતર્યા, ત્યારે મારા સઘળા સાથીઓ કરતાં મારે કંઇ જુજ જેવા અકસ્માતને લીધે વધારે

વખત સુધી વહાણમાં ગોંધાઇ રહેવું પડ્યું. એ અકસ્માત વર્ણવવા યોગ્ય નથી. હું મોડી રાત સુધી પણ એલઍરીશની છાવણીમાં પોહોંચી શક્યો નહિ."

"તે દિવસે અજવાળી રાત હતી તેથી હું બરાબર રીતે બધો દેખાવ જોઈ શકતો. ધોળી રેતીના મેદાન ઉપર અસંખ્ય નાના તંબુઓ છેટે છેટે ઠોક્યા હતા. થોડેક દૂર કેટલાંક ખજુરીનાં ઝાડ જણાતાં હતાં. સઘળું ભયંકર ને શાન્ત હતું. તંબુની પાસે ચરતાં ઊંટ શિવાય બીજો કંઈ પણ સ્વર કાને પડતો નહોતો. હું જ્યારે આગળ ચાલ્યો, ત્યારે મને એક પણ મનુષ્ય રસ્તામાં મળ્યું નહિ. આ વખતે મારી ચલમ ઓલાઈ ગઈ હતી, તેથી મેં એક તંબુ નજીક તાપણી કરેલી જોઈ તે તરફ હું સત્વર ચાલ્યો. ત્યાં જતાં રેતીમાં કંઈ ચળકતું મારી દૃષ્ટિએ પડ્યું, એ એક વીંટી હતી. મેં તે ઉચકી લીધી અને મારી આંગળીએ પેહેરી, અને એવો નિશ્ચય કર્યો કે એ વીંટી સવારે બધા લોકોને બતાવવી જેથી એનો ખરો માલિક જડી આવે; પણ માઠા ભાગ્યે તે મેં ટચલી આંગળીએ પેહેરી હતી, ને એ વીંટી આંગળીના પ્રમાણમાં મોટી હતી તેથી જેવો હું મારી ચલમ ભરવાને તાપણી તરફ ત્વરાથી જાઉં છું તેવીજ તે નીકળી પડી. ત્યાં એક ખચ્ચર ઘાસ ખાતું હતું તે ઘાસમાં વીંટી ખોળવાને હું વાંકો વળ્યો એટલે તે કમબખ્ત પ્રાણીએ મારા માથામાં એટલા બધા જોરથી લાત મારી કે મારાથી મોટી બૂમ પાડ્યા વગર રેહેવાયું નહિ. મારી બૂમો સાંભળી જે તંબુ પાસે ખચ્ચર ચરતું હતું તે તંબુમાંના માણસો ઊંઘમાંથી જાગી ઉઠ્યા. ઊંઘમાં ખલેલ પોહોંચવાથી ગુસ્સે થઇને સિપાઇઓ મારા વિષે ખોટો વિચાર લાવવા તત્પર હતા, અને એમજ નક્કી કરી બેઠા કે તે ચોરછે, અને આ વીં-

ટીને માટે એવો ઢોંગ કરેછે કે તે મને જડી હતી; પરંતુ એ વીંટી એણે ચોરીછે. જોરજુલમથી વીંટી મારી પાસેથી ખુચાવી લીધી, અને બીજે દિવસે મને તે વીંટી જડી તેને માટે ફટકા માર્યા. કારણ કે અમલદાર એમ ધારતો હતો કે ફટકા મારવાથી એ માણસ થોડા વખતપરની કાંપમાંથી ચોરીએ ગએલી મૂલ્યવાન્ ચીજોનો પત્તો બતાવશે. આ બધું થવાનું કારણ હું મારી ચલમ સળગાવવાને ઉતાવળો થયો, તથા ટચલી આંગળીએ મોટી વીંટી પેહેરી તે હતું. આવું ભાગ્યહીણ મુરાદ શિવાય બીજો તો કરેજ નહિ."

"જ્યારે મારા ઘા રૂઝાઇ ગયા ને હું ચાલવાને શક્તિમાન થયો, ત્યારે કેટલાક માણસોએ કહ્યું કે આ રાતા વાવટાવાળા તંબુઓમાં કૉફી મળે છે; તેથી હું તેમાંના એક તંબુમાં ગયો. મેં જ્યારે કૉફી પીવા માંડી, ત્યારે મારી પાસે બેઠેલા એક મુસાફરે કહ્યું, મેં એક કિમતી વીંટી ખોઈ છે, તે મને જડતી નથી. વળી મેં મારી ખોવાયલી વીંટી માટે ત્રણ દિવસ સુધી ગામમાં એવો ઢંઢેરો પીટાવ્યો કે 'જે માણસ વીંટી ખોળી લાવે તેને બસેં સિક્વીન્સ* ઇનામ આપીશ.' મેં ધાર્યું કે જે વીંટી મને અચાનક જડી હતી તે એજ હશે. મેં મારી મેળેજ મુસાફર સાથે વાતચીત કરી, તથા જે માણસે એ વીંટી મારી પાસેથી જોર જુલમથી ખુંચાવી લીધી હતી તે માણસને બતાવવાનું મેં વચન આપ્યું. મુસાફરને વીંટી પાછી મળી. અને હું પ્રમાણિકપણે વર્તોછું એવી ખાતરી થયાથી તે વીંટી માટે મારે જે શિક્ષા ખમવી પડી હતી તેના બદલા તરીકે બસેં સિક્વીન્સનું નજરાણું કર્યું, તમારા મનમાં સ-

* એક સિક્વીન્સ રૂ ૩—૧૨—૦ ની બરોબર છે.

હેજ ખ્યાલ આવશે કે આ નાણું મને ઘણું લાભજનક હતું; પરંતુ મને તો એથી ઉલટું નવા દુઃખનું કારણ પેદા થયું. એક દિવસે રાતની વખતે જ્યારે મેં જાણ્યું કે હવે મારા તંબુમાંના સિપાઇઓ ભર ઊંઘમાં છે, ત્યારે મારો ખજાનો ગણવાની મજામાં હું પડ્યો. બીજે દિવસે મારા મિત્રોએ મને તેમની સાથે શર્બત પીવાને નિમંત્રણ કર્યું. જે શર્બત મેં પીધો તેમાં શું મિશ્ર કર્યું હતું, તે તો મને ખબર નથી; પણ એ પીધાથી મને એટલી નીશા ચડી કે મારાથી તે અટકાવી શકાઇ નહિ. મને ઘસઘસાટ ઊંઘ આવી, અને જ્યારે હું જાગ્યો ત્યારે મને માલૂમ પડ્યું કે હું છાવણીથી દૂર એક ખજુરીના વૃક્ષ નીચે સૂતેલો છું. મને બરાબર ભાન આવ્યું કે તુરતજ પ્રથમ નાણાની કોથળી યાદ આવી, ને મેં જોયું તો તે મારી કેડમાં સહી-સલામત હતી. પરંતુ કોથળી છોડી ત્યારે માલૂમ પડ્યું કે અંદર સિકવીન્સને બદલે ફક્ત પથ્થરના કડકાજ ભરેલા છે. મેં જે સિપાઇઓ સાથે બેસીને શર્બત પીધો હતો, તેમના વિષે મને જરાપણ શક ઉપજ્યો નહોતો. પણ જ્યારે મેં નાણું ગણ્યું, ત્યારે તે સિપાઇઓમાંના કેટલાક જાગતા હોવા જોઇએ; કારણ કે મેં કોઈ પણ માણસ ઉપર વિશ્વાસ રાખી મારા પૈસાની ગુહ્ય વાત કહી નહોતી, તો તેઓ મારી પાસે પૈસા છે એવું ધારી શકેજ નહિ. જે દિવસથી હું તેમની સોબતમાં રહ્યો ત્યારથીજ હું ઘણી ગરીબાવસ્થામાં આવી પડ્યો છું, એમ મને જણાયું. મેં તેમના ઉપરી અધિકારીઓને તપાસ કરવા વિનતિ કરી પણ ફોગટ ગઇ. સિપાઇઓએ પોતાના બચાવમાં કહ્યું કે અમે નિરપરાધી છીએ. તેમની વિરૂદ્ધ એક પણ પુરાવો મળ્યો નહીં. અને એમ કરવાથી ફક્ત હાંસી અને ઇર્ષા શિવાય કંઈ મળ્યું નહિ. મેં મારૂં જે નામ

ઇજીપ્તમાં આવ્યા પછી કહેવું છોડી દીધું હતું તે 'ભાગ્ય-હીણ મુરાદ' નામ આ મારા દુઃખના પેહેલાજ આ વેશમાં કહી દીધું. આ નામ તથા ઉપરની વાત આખી છાવણીમાં ફેલાઈ ગઈ. અને ઘણી વખત સઘળા મને આ ઉપનામથી બોલાવતા. કેટલાક માણસો મને "પથરાની કોથળીવાળો મુરાદ" એવું કહી મશ્કરી કરતા. મને અત્યાર સૂધીમાં જે દુઃખ પડયું તે પાછીથી પડેલાં દુઃખો સાથે સરખાવતાં કશા હિસાબમાં નથી."

"આ વખતે તુર્કી છાવણીમાંના સિપાઇઓમાં એવો રિવાજ હતો કે નિશાન તાકીને બંદૂક મારી આનંદ પામવો. ઉપરી અમલદારોએ આ જોખમકારક કામ કરવાની મના કરી હતી, પણ તેથી કંઈ અસર થઇ નહિ. કેટલીક વખતે લશ્કરની ટુકડીને જ્યારે તેમના સૈન્યાધિપતિ તરફથી બંદૂક ન ફોડવાને સૂચવણી મળતી, ત્યારે તેઓ થોડો વખત બંધ રાખતા, અને પછી સઘળા હુકમોનું ઉલ્લંઘન કરી ફરીથી છોડવું શરૂ કરતા. અમારા લશ્કરની બંદોબસ્ત એવીતો ખરાબ હતી કે આજ્ઞાભંગ કરનારાઓ વગર શિક્ષાએ બચી જતા. હમેશ આવું ને આવું થવાથી લોકોના મનમાંથી ભય નીકળી ગયો હતો. અને તેઓ બેદરકારી બની ગયા હતા. મે કેટલાક માણસોને છાનામાના ગોળીઓ પેઠેલા તંબુઓમાં બેશી ચલમ પીતાં જોયા છે. અને જેઓ તંબુની બહાર હતા તેઓ મથાળા ઉપરના લાલ વાવટા તરફ નવેસરથી નિશાન તાકવાને તૈયારી કરતા હતા. કેટલાક માણસોમાં શરીરના અજીત પ્યારને લીધે આવું બેદરકારપણું ઉત્પન્ન થયું હતું. બીજાઓ, તંમાકુ અને અફીણ પીવાની ટેવથી જે નીશા ચડતી હતી તેને લીધે આળસુ બની ગયા હતા. પણ મારા જાતભાઈ તુર્કી લોકોમાં એ ગુણ નસીબપર વિશ્વાસ રાખવાથી

ઉત્પન્ન થયો હતો. જ્યારે તેમની ટોળીમાંનો એક માણસ ગોળી વાગવાથી મરાતો, ત્યારે તેઓ મોંઢામાંથી ચક્ષમ કાઢયા શિવાય ફક્ત એટલુંજ કહેતા કે આપણો વારો હજુ આવ્યો નથી. મહમદ પેગંબરની એવી મરજી નથી કે આપણે હમણાં મરી જઇશું. હું કબૂલ કરૂંછું કે આ બે-દરકારી બચાવ પ્રથમતો મને નવાઈ જેવો લાગ્યો, પણ પછી તરતજ મને અચંબો લાગતો બંધ રહ્યો; પરન્તુ આથી મારા મન માનતા અભિપ્રાય વિષે નક્કી કરવાનું મન થયું કે કેટલાક જન્મથી ભાગ્યશાળી ને કેટલાક ભાગ્ય-હીણ અવતરે છે. હું પણ તેજ વિચાર પ્રમાણે વર્તવાથી લગભગ મારા સોબતીઓ જેટલો બેફિકરો બની ગયો. મેં વિચાર કર્યો કે નસીબમાં ફેરફાર કરવો એ માણસ જાતની શક્તિમાં નથી. કદાચિત્ હું કાલે મરી જાઊં, માટે મને આજ મોજશોખ મારવા દો. હવે મેં એવો નિશ્ચય કર્યોછે કે જેટલો મોજશોખ મારો લેવાય તેટલો મારી લેવો. તમે ધારશો કે મારી તંગાસને લીધે હું ઉડાઉપણે અગર હદ બહાર ખર્ચ કરી શકું તેમ નહોતું, પણ જે માલ મારો નહોતો તે વાપરવાને મને ઓચિંતાં સાધન મળી આવ્યાં. અમારી છાવણીમાં કેટલાક યાહુદી આવ્યા હતા. તેઓ અમારા લશ્કરની ફતેહ થશે એમ ધારીને સિ-પાઇઓને અંગઉધાર નાણાં ધીરતા; અને સિપાઈઓ આ બ્યાજખોર યાહુદીઓને પુષ્કળ બ્યાજ આપતા હતા. એક યાહુદી મારા ભાઇની શાખથી પુરતો વાકેફગાર હતો, તેણે મને નાણાં ધીરવા માંડ્યાં. તેના મનમાં એમ હતું કે હું મરી જઇશ તો મારો ભાઇ સલાદીન મારૂં દેવું પતવશે. એ યાહુદી પાસેથી નાણાં લેઈ હું બુંદ અને અફીણ ખરીદ કરતો હતો; કારણ કે તેનાપર દિવસે દિવસે મને વધારે

મોહ થતો ગયો હતો. મારૂં મન આનો વધારે ઉપયોગ કરવાથી ભ્રમિત થઈ ગયું. અને પેહેલાંના કમનસીબના બનાવો તથા હવે પછી શું થશે તે વાત તદન ભૂલી ગયો. એક દિવસ હું, હમેશાં કરતાં વધારે અફીણ ખાધાથી ગાંડા જેવો બની ગયો, અને આખા કાંપમાં કેટલીક વાર ગાયન કરતો, કેટલીક વાર વેશ્યાની માફક નાચ કરતો, અને વળી કોઇ વખત તો હું ભાગ્યહીણ મુરાદ નથી એમ બોલતો, વારંવાર લેહેરમાંને લેહેરમાં રઝળતો હતો. જ્યારે હું આ પ્રમાણે બોલતો હતો, ત્યારે એક મારૂં ભલુ ઇચ્છનારે મને દીઠો. એનું ભાન બરાબર ઠેકાણે હતું. એણે મારો હાથ પકડીને જે જગાએ મને કોઇનો આધાર નહોતો તે ઠેકાણેથી ઘસડતો લઈ જવાને પ્રયત્ન કર્યો. તેણે કહ્યું 'પેલા સિપાઇઓ બંદૂક તાકે છે તે તમે દેખતા નથી? તેમાંનો એક હમણાં તમારી પાઘડી ઉપર બંદૂક ધીમેધીમે તાકતો હું દેખુછું. અને જુઓ, પેલો ફરીથી બંદૂક ભરે છે!' જે વખતે મેં મારા નસીબને ધિક્કારવા માંડ્યું, તેજ વખતે મારૂં કમનસીબ જોરપર આવ્યું. હું મને શિખામણ દેનારની સાથે રકઝક કરતાં કહેતો કે "તમે મને મૂર્ખ જાણોછો, પણ હું મૂર્ખ નથી, તેમ ભાગ્યહીણ મુરાદ પણ નથી." પોતે આફતમાં આવી પડશે એમ ધારી તે માણસ નાશી ગયો, ને હું હવે એકલોજ રહ્યો. થોડા વખતમાં એક ગોળી મને વાગી, ને હું બેભાન થઇ રેતીપર પડ્યો."

"એક ઊંટ વૈદે તે ગોળી મારા શરીરમાંથી કાઢી. આથી મને ખરી રીતે દરદ થવું જોઇએ તે કરતાં દશગણું વધારે દરદ થવા માંડ્યું. તેને આ વખતે જવાની ઉતાવળ હતી કારણકે હમણાંજ લશ્કરને હુકમ આવ્યો કે તમારે થોડા વખતમાં કુચ કરવી. આથી છાવણીમાં ઘણી અવ્યવસ્થા

થઇ. મારો ઘા અતિશય દુઃખદાયક હતો, અને વળી જે લોકને દરદ મટવાની આશા ન હોય તેમને પાછળ રાખવાનો હુકમ થયો હતો; તેથી મને પણ પાછળ મૂકશે એવી ધાસ્તીથી મારા દુઃખમાં વધારો થયો. કદાપિ હું મારી મેળે છાનોમાનો બેશી રહ્યો હોત, તો પછીથી મારે જે દુઃખો સહન કરવાં પડ્યાં તેમાંથી હું મુક્ત થયો હોત. પણ મહેરબાન! મેં તમને વારંવાર કહ્યું છે કે હું મારા દુર્ભાગ્યને લીધે વખત જતો રહે ત્યાં સૂધી શું કરવાથી મને લાભ છે, તેનો વિચાર કરવાને શક્તિવાન નહોતો. તે દિવસે મને સખ્ત તાવ આવ્યો હતો, અને મારા દાક્તરે મને મારી પથારીમાંથી ઉઠવાની ચોખ્ખી ના પાડી હતી. પરંતુ તે કંઈ ન ગણકારતાં મારી સ્વાભાવિક સુસ્તઇથી ઉલટું ખરા તાપમાં સો વાર ઉઠી તંબુની બહાર આવતો, અને કેટલા તંબુ હજી ઉપડી ગયા નથી, અને કેટલા સિપાઇઓએ હજુ કુચ કરી નથી, તેની જીજ્ઞાસા તૃપ્ત કરતો. કુચ કરવાનો હુકમ ધીમેધીમે અમલમાં આવ્યો. અને અમારો મુકામ ઘણો વખત થઈ ગયા પછી ઉપડ્યો. જો હું મારા દાક્તરના હુકમ પ્રમાણે વર્ત્યો હોત, તો હું આ જનારામાંના અતિશય ધીમા માણસોની સાથે જવાલાયક સ્થિતિમાં આવ્યો હોત; અને વખતે જે ડોળીમાં માંદા માણસોને લેઇ જવામાં આવેછે તેમાં પણ બેશી શક્યો હોત. પણ સાંજરે જ્યારે દાક્તર મારા ઘા ઉપર પાટો બાંધવાને આવ્યો, ત્યારે તેણે મને એવી સ્થિતિમાં જોયો કે મને ત્યાંથી લેઈ જવું ભાગ્યેજ બની શકે તેવું હતું. જે લશ્કરની ટુકડી પાછળ રહેવાની હતી, તેમને તેણે કહ્યું કે સવારે આ માણસને તેડતા આવજો. તેઓ તે પ્રમાણે મને બોલાવા આવ્યા. વીંટી ખોળતાં જે ખચ્ચરે મને લાત મારી હતી તે ખચ્ચરપર મને બેસાડવાની તેમની મરજી હતી. આ ખચ્ચરની પીઠપર ધોળું ચાઠું હતું, તેપરથી મેં

તેને ઓળખ્યું. આવા દૂષ્ટ પ્રાણીપર મને ગમે તેટલું કહ્યું તોપણ હું બેઠો નહિ. મેં સિપાઇઓને મને ઊચકી લઈ જવા સમજાવ્યા. તેઓ થોડેક સૂધી લેઇ ગયા, પણ તેમને ભાર લાગવાથી તેમણે મને રેતી ઉપર મૂક્યો, અને મને જૂઠું સમજાવ્યું કે અહીંથી થોડેક દૂર એક ઝરોછે ત્યાં પખાલમાં પાણી ભરવાને જઇએ છીએ. અને જ્યાં સૂધી અમે પાછા ન આવીએ ત્યાં સૂધી તમારે સૂઇ રહેવું."

"મેં મારા સૂકાઈ ગયેલા હોઠ ભીજવવાને માટે પાણીની આશા રાખી ખૂબ રાહ જોઇ, પણ પાણી આવ્યું નહિ, ને સિપાઇઓ પણ પાછા આવ્યા નહિ, અને હું ત્યાંને ત્યાંજ મરી જઈશ એવું ધારી કેટલાક કલાક સૂધી પડી રહ્યો મને એવી ખાતરી થઇ કે હવે મારો અંતનો વખત પાસે આવ્યોછે. મને આવી દુઃખદાયક સ્થિતિમાં મારી નાખવાની મહમદ પેગંબરની મરજી હશે, અને કૂતરાની માફક વગર દાટેલા રહેવાનું માગ નસીબમાં લખ્યું હશે, એવું ધારી ત્યાંથી ખસવાનો મેં પ્રયત્ન કર્યો નહિ. આવું મોત ભાગ્યહીણ મુરાદના લાયક છે એમજ મેં ધાર્યું."

"મારૂં ભવિષ્ય વર્તવામાં આ વખતે મેં ભૂલ ખાધી હતી. હું જે જગાએ પડ્યો હતો તે જગાની પાસે થઇને ઇંગ્રેજી લશ્કરની ટુકડી જતી હતી, તેઓ મારી દિલગીરીનો પોકાર સાંભળી કૃપા કરી મારી મદદે આવ્યા; ને મને સાથે તેડી ગયા. તેમણે મારા ઘા ઉપર પાટો બાંધ્યો. અને મારી સાથે ઘણોજ માયાળુપણે વર્તવા લાગ્યાં. તેઓ ખ્રિસ્તી હતા, તોપણ મારે કબૂલ કરવું પડેછે, કે મારા ભાઈ શિવાયના બધા મહુદમ પેગંબરનો ધર્મ માનનારા કરતાં મારે તેમને વધારે ચહાવાનું કારણ હતું. તેમના આશ્રય નીચે હું સાજો થયો, પણ ભાગ્યેજ મને કૌવત આવ્યું હશે એટલામાં તો હું નવા દુઃખમાં આવી પડયો. ઉનાળાના અતિશય તા-

ખને લીધે મને તૃષા લાગી તેથી હું તેમાંના કેટલાક માણસો સાથે પાણીનો ઝરો ખોળવાની આશા રાખી બહાર નીકળ્યો. ઈંગ્રેજી સિપાઈઓએ તેમનામાંના એક શાસ્ત્રવેત્તાએ બતાવેલી જગાએ કૂવો ખોદવા માંડયો. મને આ સખ્ત મહેનત કરવાનું ગમ્યું નહિ, પણ ફક્ત ઝરાની ખોળમાંજ ભટકવાનું પસંદ કર્યું. મેં થોડેક દૂર પાણીના ખાબોચીઆ જેવું દીઠું તે મેં મારા સોબતીઓને બતાવ્યું. પેલા શાસ્ત્રવેત્તાએ દુભાષિઆ મારફત ચેતવણી આપી કે આવા બહારના દેખાવ ઉપર વિશ્વાસ રાખવો નહિ, કારણ આવા દેખાવો હમેશાં રેતીના રણમાં દેખાય છે, અને ખરેખર જ્યારે હું તે જગાએ ગયો ત્યારે પાણી બિલકુલ દીઠું નહિ. વળી તેણે કહ્યું કે તમે જેટલે છેટે ધાર્યું હતું તે કરતાં પણ વધારે છેટે છે, અને જો તમે એ પ્રમાણે એ ઝાંઝવા તરફ જવા પ્રયત્ન કરશો, તો તમારે રેતીના રણમાં ભૂલા પડવાનો સંભવ છે. હું એવો બેવકૂફ કે એની શિખામણ ઉપર ધ્યાનજ આપ્યું નહિ. હું આ દુઃખજનક ઝાંઝવાની ખોળ કરવા નીકળ્યો. આ કામ ખરેખર રાક્ષસી માણસોનું હતું. એ દૈત્યોએ મારી વિચારશક્તિ ઘેરી લીધી. અને તેમના રાજ્યમાં લઈ જવાને મને લલચાવ્યો. મેં મારી આકાંક્ષા પૂરી થવાની આશાથી આગળ વધ્યાજ કર્યું, પણ હું જેમ જેમ તેમની પાછળ લાગતો, તેમ તેમ તે વધારે ઝડપથી દૂર જતું. અને આખરે મને માલૂમ પડયું કે જે ઈંગ્રેજે તે દેશના લોકની વિશ્વાસુ ખબર મેળવી હતી તે ખરીજ હતી; અને જે ચળકતા ઝાંઝવાને હું પાણી જાણતો હતો તે ફક્ત ઠગાઈજ હતી. હું હમણાં ઘણો થાકી ગયો હતો. જે સોબતીઓને મેં પાછળ મૂકયા હતા તેમની તરફ પાછું વાળીને જોયું, પણ તે સર્વ ફોગટને માટેજ."

"મને આ રેતીના રણમાં માણસ, પશુ, કે કોઈપણ જાતનો ભાજીપાલો માલૂમ પડ્યો નહિ. હું થાકી ગયો હતો, તેથી રેતીમાં મારાં પડેલાં પગલે પગલે પાછા ફરવા શિવાય બીજો કંઇ ઈલાજ નહોતો. હું મારાં પગલાંને ભોમીઆ ધારી ધીમે ધીમે અને દિલગીરીથી પાછો ફર્યો. મારા ઉન્મત્ત વલણને તાબે ન થતાં, સાંજના પવનની મંદ મંદ લહેર શરૂ થતા પેહેલાં મારે મારા મુકામ તરફ પાછું ફરવું જોઇતું હતું. મને પવનની લેહેર વધારેને વધારે આવતી માલૂમ પડી. આગળ શો ભય આવી પડશે તેનું કંઈ ભાન ન હોવાથી આ લહેરથી હું ઘણોજ ખુશી થયો. પવન ખાવા મેં મારી છાતી ઉઘાડી કરી; પણ જ્યારે મને એમ માલૂમ પડ્યું કે રેતીમાં મારાં જે પગલાં પડ્યાં હતાં તે બધાં પવનના ઝપાટાથી ભુસાઈ ગયાંછે, ત્યારે મને બેહદ થરથરાટ છૂટ્યો. કયે રસ્તે જવું તેની મને હવે ગમ પડી નહિ. હું છેક નાસીપાસ થઇ ગયો. મારાં કપડાં ફાડવા મંડ્યો, મારી પાઘડી નાખી દીધી, અને મોટેથી બૂમ પાડી. પણ ધ્વનિ અથવા માણસ જાતનો અવાજ સંભળાયો નહિ. ત્યાંની પસરી રહેલી ચુપકીજ હાંઝા ગગડાવી દે એવી હતી. ઘણા વખત થયાં મેં ખાધું નહોતું, તેથી કકડાવીને ભૂખ લાગી, ને તેને લીધે મુર્છા આવી. મને યાદ આવ્યું કે મેં મારી પાઘડીના આંટામાં અફીણ ખોશી મૂક્યું છે; પણ અફસોસ!! જ્યારે મેં પાઘડી હાથમાં લેઇને જોયું તો અફીણ પડી ગયેલું માલૂમ પડયું. મેં મારી પાઘડી જ્યાં ફેંકી દીધી હતી ત્યાં એની શોધ કરી, પણ ફોકટ ગઈ. હું મારી મેળે જમીન ઉપર લાંબો થઇને સૂતો; અને મારા અમાંગલિક ભવિષ્યને તાબે થયો. તૃષા, ક્ષુધા, અને ઉષ્ણતાને લીધે એટલું બધું દુઃખ વેઠવું પડયું કે તે સઘળું અવર્ણનીય છે."

"આખરે હું એક બેશુદ્ધિમાં પડ્યો, અને ત્યાં જૂદી જૂદી જાતનાં પૂતળાં મારા આગળ હાલતાં ચાલતાં માલૂમ પડ્યાં. કેટલા વખત સૂધી હું આવી સ્થિતિમાં રહ્યો, તે મને ખબર નથી; પણ મને એટલું તો યાદ છે કે કેટલાક માણસોનો કાફલો મક્કેથી આવતો હતો તેમની બૂમોથી મને ભાન આવ્યું. રણના આ ભાગમાં એક તેમનું જાણીતું નાળું હતું, ત્યાં આગળ સહીસલામત આવ્યા, તેને માટે તેઓએ ખુશીનો પોકાર કર્યો હતો. હું જ્યાં પડ્યો હતો ત્યાંથી એ નાળું સો વાર પણ દૂર નહોતું; તોપણ ભાગ્યહીણ મુરાદનું એવું નસીબ હતું કે કલાકના કલાક સૂધી ઝાંઝવા પાછળ માથું ફોડે, પરન્તુ એ ખરી જગો નજરેજ ન પડે. અગર જો કે હું નિર્બળ અને જુસ્સા વગરનો હતો, તોપણ મદદ મળવાની આશાએ મારાથી જેટલે મોટે સાદે બૂમ પાડી શકાય તેટલે મોટે સાદથી બૂમ પાડી. જે જગા તરફથી અવાજ આવતો માલૂમ પડ્યો, તે તરફ ઘસડતા ઘસડતા જવાને યત્ન કર્યો. એ કાફલાએ તે નાળા આગળ થોડો વખત મુકામ કર્યો, તે દરમિયાનમાં ગુલામોએ પાણીની પખાલો ભરી, અને ઊંટોએ પણ પાણી પી લીધું. હું પણ તેમના તરફ ચાલ્યો. આટલો પ્રયાસ કરતાં પણ મને એવો વિચાર આવ્યો કે હમેશાંની માફક મારા દુર્ભાગ્યને લીધે મારો ઘાંટો તેઓ સાંભળી શકવાના નથી. મેં તેઓને તેમના ઊંટ ઉપર બેસતાં જોયા. મેં મારી પાઘડી છૂટી કરી, ને હવામાં ઉરાડી. મેં આ નિશાની કરી તે જોઇને કાફલો મારા તરફ આવ્યો. મારાથી નહિ જેવું બોલી શકાતું હતું. એક ગુલામે મને થોડુંક પાણી આપ્યું, તે પીધા પછી હું કોણછું તથા શી રીતે આવી સ્થિતિમાં આવી પડ્યો, તે વિષે સવિસ્તર હકીકત તેમને કહી."

"હું વાત કહેતો હતો એટલામાં કાફલામાંના એક મુસાફરે

મારી કેડે વીંટેલી વાસણી જોઈ. આ વાસણી પેહેલાં મેં જેને વીંટીનો પત્તો બતાવ્યો હતો તેજ વેપારીની આપેલી હતી. મેં તે બરાબર સંભાળથી રાખી મૂકી હતી, કારણ કે એના ઉપર મારા શુભેચ્છકનું ટુંકામાં નામ તથા કુરાનની કેટલીક શેરેહો લખેલી હતી. જ્યારે એમણે મને વાસણી આપી, ત્યારે કહ્યું હતું કે આપણે વળી બીજીવાર દુનિયાના કોઇપણ ભાગમાં ભેગા થઈશું, અને તે વખતે હું તમને આ નિશાનીથી ઓળખી શકીશ. હમણાં જે માણસે મારી કેડે વાસણી વીંટેલી જોઈ, તે માણસ પેલા વેપારીનો ભાઈ થતો હતો. અને જ્યારે મેં એને આ વાસણી શી રીતે મળી તે કહ્યું, ત્યારે તેને મારા ઉપર દયા આવીને પોતાની સંભાળ નીચે મને લીધો. આ વેપારી હમણાં કાફલાની સાથે કેઇરો જતો હતો, તેણે મને સાથે લેઈ જવાને કહ્યું. આ માગણી મેં ખુશીની સાથે કબૂલ રાખી, અને વચન આપ્યું કે તમારા ગુલામોની માફકજ હું તમારી નોકરી નિમકહલાલીથી બજાવીશ. તે કાફલો આગળ ચાલ્યો અને મને પણ સાથે લીધો."



# પ્રકરણ ૩ જું.

## સ્વાભિમાન અનુભવના દાખલાને ગણકારતું નથી.

"જે વેપારીએ મને પોતાના તાબામાં લીધો હતો તે મારી સાથે ઘણી માયાથી વર્તતો. પણ જ્યારે એણે મારાં નુકશાનકારક સહસા કામોનું વર્ણન સાંભળ્યું, ત્યારે મારી પાસે એવું વચન લીધું કે પ્રથમ તેનો મત લીધા શિવાય કંઈપણ કામ મારે કરવું નહિ. તેણે કહ્યું, 'મુરાદ ! તમે એટલા બધા અભાગીઆ છો કે જ્યારે કંઇપણ કામ પસંદ

કરોછો, ત્યારે ખરાબમાં ખરાબ હોય તે પસંદ કરોછો; તેથી હવેથી તમારે વધારે ભાગ્યશાળી મિત્ર ઉપર અથવા વધારે શાણા મનુષ્યના વિચાર ઉપરજ વિશ્વાસ રાખવો."

"આ માયાળુ સ્વભાવના વેપારીની ચાકરી હું બરાબર બજાવતો. તે એટલો બધો પૈસાદાર હતો કે પોતાના તાબાના બધા નોકરોની સાથે ઉદારતાથીજ વર્ત્તતો. તેનાં ઊંટ ઉપર બરાબર ભાર ભર્યોછે કે નહીં, જે જગાએ ઉતારવાનો હોય ત્યાં બરાબર ઉતાર્યો કે નહિ, તથા માલની ગાંસડીઓ ગણવી, તથા તેના ભાગીદારોની ગાંસડીઓ સાથે શેળભેળ ન થાય તેની સંભાળ લેવી, એ સઘળું કામ મારે માથે હતું. આ કામ જ્યાં સૂધી અલેકઝાંડ્રીઆમાં અમે આવી પોહોંચ્યા, ત્યાં સૂધી બરાબર મેં કર્યું. જ્યારે આગલે દિવસે મેં ગાંસડીઓ તપાશી હતી, ત્યારે બરાબર હતી, માટે આજ પણ બરાબર હશે એવું ધારી કમનસીબે તે ગણવાનું મેં આળસ કર્યું; તેથી જ્યારે અમે કેહરો જવાના વહાણમાં બેસવા ગયા, ત્યારે માલૂમ પડયું કે ત્રણ ગાંસડીઓ ખોવાઇ છે. હું તુરતજ મારા શેઠને ખબર આપવાને દોડ્યો. જો કે મારા શેઠ મારા ઉપર મારા બેદરકારીપણાને માટે ગુસ્સે થયા, પણ જેટલો ઠપકો દેવો જોઇએ તેટલો દીધો નહિ. તેણે તુરતજ શેહેરમાં સાદ પડાવ્યો કે 'અમારો માલ ખોવાયો છે, તે આણી આપશે તેને ઇનામ આપવામાં આવશે.' તે માલ અમારી સાથે મુસાફરી કરતા એક ગુલામે ખોળી કાઢ્યો. વહાણ અગાડી જતું રહ્યું હતું, તેથી મારે તથા મારા શેઠને માલની ગાંસડીઓ લેઇ મછવામાં બેશીને જવું પડયું."

"જ્યારે અમે વહાણ આગળ આવ્યા, ત્યારે વહાણના નાખુદાએ કહ્યું કે વહાણમાં એટલો બધો ભાર ભર્યો છે કે

રૂની ગાંસડીઓ મૂકવા જેટલી પણ જગા રહી નથી. ઘણી મેહેનતે તેણે અમારી ગાંસડીઓ તુતક ઉપર મૂકવાને કબૂલ કર્યું. મેં મારા શેઠને વચન આપ્યું કે હું એની રાત દિવસ તપાસ રાખીશ. અમે મુસાફરી સહીસલામતીથી કરી. કિનારો પણ દેખાવા લાગ્યો. વહાણના નાખુદાએ કહ્યું કે આપણે કાલે પ્રાતઃકાળમાં બંદરે પોહોંચી જઇશું."

"હું હમેશાંની માફક આ રાત પણ તુતક ઉપર સૂઇ રહ્યો, અને મારી ચલમ પીને મેં આનંદમાં વખત કાઢ્યો."

"એલએરીશની છાવણીમાં જ્યારથી મને આ ટેવ પડી ત્યારથી અફીણ અને તંબાકુ વગર ચાલતુંજ નહીં. હું ધારૂંછું કે આજ રાત્રે મારી વિચારશકિત મેં અફીણ ખાધું હતું, તેથી જરાક ઘેરાઈ ગઈ હતી; પણ મધરાત્રે ભયથી નીશા ઉતરી ગઈ. હું જે તુતક ઉપર સૂઇ રહ્યો હતો ત્યાંથી એકદમ જાગ્યો, ને જોયું તો મારી પાઘડી બળતી હતી. વળી જે રૂની ગાંસડી ઉપર હું સૂઈ રહ્યો હતો, તે પણ સળગતી હતી. મેં તુતક ઉપર ઘસઘસાટ ઊંઘતા બે ખલાસીઓને જગાડ્યા. ધાસ્તી સઘળે ફેલાઈ રહી, અને અવ્યવસ્થાથી ભયમાં વધારો થયો. નાખુદા અને મારા શેઠે ઘણી ચાલાકી વાપરી, અને આગ ઓલવવાના કામમાં ઘણી મેહેનત કરી. મારા શેઠ અતિશય દાઝ્યા હતા. મેં મારા તરફથી કંઇપણ કર્યું નહિ. નાખુદાએ મને નૌકાદંડ સાથે બાંધવાનો હુકમ કર્યો, અને આખરે જ્યારે આગ ઓલવાઈ ગઈ, ત્યારે ઉતારૂઓએ એક મત થઇને નાખુદાને આજીજી કરી કહ્યું કે, એના હાથ પગ બાંધી રાખો; કારણકે રખે એ વળી ફરીથી નવું દુઃખ ઉત્પન્ન કરે."

"આ જે બનાવ બન્યો તે ખરેખર મારા કમનસીબને લીધેજ બન્યો હતો. જ્યારે મને ઊંઘ આવી, ત્યારે મેં મારી

ચલમ મારી પાસે પડેલી રૂની ગાંસડી ઉપર મૂકી. ચલમમાંથી તનખો ગાંસડી ઉપરે પડ્યો, તેથી ગાંસડીઓ સળગી ઉઠી. આથી ખલાસીઓ મારા ઉપર એટલા બધા ગુસ્સે થયા કે મને વહાણમાં એક આઠવાડીઊ પણ રહેવા ન દેતાં કોઈ વેરાન બેટના કિનારા ઉપર ઉતારી મૂકયો હોત, એવી મારી ખાતરી થઈ. વળી મારા દયાળુ શેઠ પણ મારા ધારવા પ્રમાણે ભાગ્યહીણ મુરાદને તેના કમનસીબ સાથે દૂર કરવા અંદર ખાનેથી આતુર હતા."

"તમે માનશો કે અમે જ્યારે કિનારે આવ્યા ને મને છોડી મૂકયો, ત્યારે હું અંતઃકરણથી ખુશી થયો હતો. મારા ઉદાર શેઠે મારા હાથમાં પચાસ સિક્વીન્સની થેલી મૂકીને કહ્યું કે 'જા, સુખી થજે.' વળી તેણે કહ્યું, 'મુરાદ! જો તારાથી બનેતો આ પૈસાનો ઉપયોગ ડહાપણથી કરજે, જેથી તારૂં નસીબ ખુલે.' મારૂં નસીબ ખુલશે એવી મને થોડીજ આશા હતી, તોપણ મેં એવો નિશ્ચય કર્યો કે આ પૈસાનો જેમ બને તેમ કરી ડહાપણથી ઉપયોગ કરવો. જ્યારે હું કેઇરોના મોહોલ્લાઓમાં થઈ એ પચાસ સિક્વીન્સનો કેવી રીતે ઉપયોગ કરવો તેનો વિચાર કરતો કરતો જતો હતો; ત્યારે મને કોઇએ મારૂં નામ દેઈ બોલાવ્યો, અને પુછ્યું કે તમે મને ઓળખોછો? મેં તેના તરફ એકી નજરે જોયું તો મને દિલગીરીની સાથે યાદ આવ્યું કે એ એક રાકબ નામનો યાહુદી હતો. તેની પાસેથી મેં એલએરીશની છાવણીમાં નાણું ઉછીનું લીધું હતું, તે યાહુદી કેઇરો શા માટે આવ્યો તેનું કારણ મારા કમનસીબે તેડી આણ્યા શિવાય બીજું કંઈ હું કહી શકતો નથી. તેણે કહ્યું, 'હું તારાં કંઈ પણ બહાનાં માનવાનો નથી, કારણકે હું જાણુંછું કે તમે બે વખત લશ્કરમાંથી છાનોમાનો સટકી ગયોછે.'—એકતો તુર્કી લશ્કરમાંથી

અને બીજું અંગ્રેજી લશ્કરમાંથી—વળી તારો પગાર પણ બંધાયો નથી. તેમ તારો ભાઈ સલાદીન મારૂં કહેવું કબૂલ કરશે અથવા તારૂં દેવું આપશે એમ ધારવું મને શક્ય લાગતું નથી.' આ કૂતરા યાહુદીના ઉદ્ધતપણાથી મને ઘણું માઠું લાગ્યું; તેથી મેં એવો જવાબ આપ્યો કે તમે ધારતા હશો કે હું ભીખારીછું, પણ હું તેવો નથી; મારૂં વ્યાજબી દેવું આપવાને મારી પાસે સાધન છે. વળી મેં કહ્યું કે હું આશા રાખુંછું કે 'જેવી રીતે કેટલાક યાહુદી જોર જુલમથી વધારે વ્યાજ લેછે તેમ તમારે મારી પાસેથી લેવું જોઇએ નહિ.' તેણે મોં મલકાવીને જવાબ આપ્યો કે 'એક તુર્કી, પૈસા કરતાં અફીણને વધારે ચહાય એ કંઈ તેનો વાંક નથી. દુનિયામાં તમે જેને વધારે ચહાતા તે મેં પૂરૂં પાડ્યું હતું, અને તેનો બદલો માગું ત્યારે તમારે ફરિયાદ કરવી જોઇએ નહિ.' સાહેબજી! મારી અને રાકબની વચ્ચે જે વાદવિવાદ થયો તે સઘળાનું વર્ણન કરી હું આપને કંટાળો આપવા ઇચ્છતો નથી. આખરે અમારા કજીઆનો અન્ત આવ્યો. તેણે કહ્યું કે 'હું પૂરેપૂરાં નાણાં લેઇશ ને કંઈ પણ છૂટ મૂકીશ નહિ; પણ અધોતાં કપડાંની પેટી સાંઘે ભાવે આપીશ; તેથી તમે તમારૂં નસીબ અજમાવજો. હુંતો આ કપડાં અત્રેના મોટા વેપારીઓ જેમને ત્યાં ગુલામ હોય છે તેમને વેચાતાં આપવા આવ્યોછું. તે વેપારીઓ વર્ષમાં આજ વખતે પોતાના ગુલામોને કપડાં પૂરાં પાડવાની તંગીમાં હોય છે; પણ મારે કાન્સ્ટાન્ટીનોપલ મારાં બૈરી છોકરાંને મળવા જવાની ઉતાવળ છે, તેથીજ હું મારા મિત્રને આ નફો ખાઈ વેચવાનો લાભ આપવા ખુશીછું.' મેં રાકબની દોસ્તીના વચનો ઉપરે અને મુખ્યત્વેકરીને તેના નિસ્સવાર્થિપણાપર ભરૂંસો રાખ્યો નહોત, પણ એણે જે ખાનને

ઘેર માલ મૂક્યો હતો, ત્યાં મને તેડી ગયો, અને કપડાં બતાવવાને પેટીનું તાળું ઉઘાડયું. તે કપડાં ઘણી ઉમદા અને સુંદર જાતનાં તેમજ નહીં જેવાં જૂનાં થયેલાં હતાં, તેથી નજરે જોયાથી મને કંઈ શક આવ્યો નહિ. અમારી બન્ને વચ્ચે ઠરાવ થઈ ગયો, અને તે યાહુદીએ હું જ્યાં ઉતર્યો હતો ત્યાં મજૂરોની સાથે પેટી મોકલી દીધી. બીજે દિવસે હું બજારમાં પેટી લેઇને ગયો, અને જ્યારે વેપારીઓએ મારૂં પેટી લાવવાનું કારણ જાણ્યું, ત્યારે રાત પેહેલાં તો ઘણાજ વેપારી એકઠા થઈ ગયા. મારો બધો માલ વેચાઈ ગયો, અને મને ઘણોજ નફો મળ્યો. મને આ કપડાં વેચવાથી એટલો બધો નફો મળ્યો કે રાકમ આટલી બધી ખોટ ખાઈ, ઉતાવળ કરી કપડાં કેમ વેચી ગયો, તે બાબતપર મને નવાઇ લાગ્યા વગર રહીજ નહિ."

"મેં મારી પેટી વેચવા ખુલ્લી મૂકી ત્યારપછી થોડેક દિવસે એક ડામેસીન નામનો વેપારી જેને મેં પોશાકની બ જોડ વેચાતી આપી હતી, તેણે મને દિલગીરી ભરેલા ચેહેરાથી કહ્યું કે 'મારી બન્ને ગુલામડીઓ જેમને તમારી પાસેથી લીધેલો પોશાક પેહેરાવ્યો હતો, તેઓ ઘણીજ માંદી થઈ ગઇછે.' તેઓનો મંદવાડ મારા આપેલા પોશાકથીજ થયો એમ મને ખાતરી થઈ નહિ. પણ પછી હું જેવો બજાર વચ્ચે થઇને જતો હતો કે તરતજ ઉપરના જેવી ફરિયાદ કરતા ઓછામાં ઓછા પાંચ પચીશ વેપારી મળ્યા. એ કપડાં હું ક્યાંથી લાવ્યો તે જાણવાને તેઓએ મને જરૂર પાડી, અને વળી પૂછ્યું કે 'તમે એ કપડાંમાંથી એક પણ કપડું પેહેર્યું હતું કે નહીં ?' મારી પેટીમાંના માલમાંથી મેં મારે માટે એક ઘણીજ ભભકાદાર પીળી સપાટ રાખી હતી. તે સપાટ મેં તે દિવસે પેહેલીજ વારની પેહેરી હતી. આ સપાટો મેં પેહેરેલી હતી,

તેથી તેમને ખાતરી થઈ કે મારો ઇરાદો કંઈ કૂડકપટ કરવાનો નહોતો. ગમે તેમ હોય, તોપણ જોખમમાં મ ભાગ લીધેલો, તેથી એ વેપારીઓ જરા શાન્ત થયા. પણ બીજે દિવસે જ્યારે તે વેપારીઓમાંથી એક મને ખબર આપવા આવ્યો કે 'જે જે ગુલામોએ આ નાશજનક પોશાક પેહેર્યા, તે તે ગુલામો સખ્ત રોગળીઆમાં સપડાઈ ગયા છે;' ત્યારે મને પશ્ચાત્તાપ અને ધાસ્તી બેહદ લાગી. અમે જ્યારે પેટીમાં બારીકીથી તપાસ કરી ત્યારે અમને પેટીના ઢાંકણા ઉપર અડધો ઘસાઈ ગયેલો 'સ્મિર્ના' શબ્દ લખેલો માલૂમ પડ્યો."

"હવે હાલ કેટલાક વખતથી સ્મિર્નામાં મરકી ચાલતી હતી, તેથી વેપારીઓને એવો શક આવ્યો કે જે માણસો એ મરકીના રોગથી મરી ગયાં હશે તેનાં એ કપડાં છે. એ લુચ્ચા યાહુદીએ મને કપડાં આટલા બધા સાંઘા ભાવે આપ્યાં, તેનું આજ કારણ હતું. વળી તે કપડાં વેચી બમણો લાભ લેવાની તક એણે ખોઈ, ને કેઇરોમાં એક દિવસ પણ રહ્યો નહિ તેનું પણ આજ કારણ છે. ખરેખર! જો મેં તે કપડાં તરફ પેહેલે ધ્યાન આપ્યું હોત, તો મને તેમાંથી કંઈપણ માલૂમ પડત ખરૂં! એ યાહુદીએ પેટી ઉઘાડી તે પેહેલાં, જે વખતે હું એના સાથે સાટું કરતો હતો ત્યારે એણે દારૂ પીધો, તથા વાદળીને સરકામાં બોળી નાક આગળ રાખી હતી. આમ કરવાનું મેં તેને તેજ વખતે કારણ પૂછ્યું, ત્યારે તણે મને જવાબ આપ્યો કે કસ્તુરીના ખુશબોથી મારૂં માથું દુઃખવા આવે છે, તે અટકાવવાને હું આ પ્રમાણે કરૂં છું. જ્યારે મને માલૂમ પડ્યું કે મેં આ ઉડતો ચેપી રોગ આખા શેહેરમાં ફેલાવ્યો છે, અને હું પણ એનો ભોક્તા થઈ પડ્યો છું; ત્યારે મને એટલી બધી ધાસ્તી

લાગી કે હું સ્તબ્ધ બની ગયો. મારા આખા શરીર ઉપર ઠંડુ ગારે ઝાકળ પથરાયું, અને હું મૂર્છાગત થઈ મૃત્યુજનક પેટીના ઢાંકણા ઉપર પડ્યો. એવું કહેવાય છે કે, ચેપી રોગની ધાસ્તી રાખવાથીજ તે આવી વળગેછે. આ તો ગમે તેમ હોય, પણ હું તેજ સાંજરે બિમાર થયો, અને તરતજ જોરથી તાવ આવ્યો. જ્યારે જ્યારે મને શુદ્ધિ આવતી, ત્યારે ત્યારે મારા કમનસીબને લીધે જે જે આફતો મારે વેઠવી પડેલી તે યાદ આવતી, એ મને ઘણુંજ ખેદકારક હતું. મને જરા મૂર્છા મટી, ને મેં મારી આંખ ઉઘાડી, ત્યારે મને માલૂમ પડ્યું કે હું જે ખાનના ઘરમાં ઉતર્યો હતો, તેના ઘરમાંથી મને એક ખરાબ ઝુંપડીમાં લેઈ જવામાં આવ્યોછે. અહીં એક વૃદ્ધ ડોશી મારા ઓરડાના છેક અંદરના ખૂણામાં બેઠી બેઠી ચલમ પીતી હતી, તેણે મને ખબર આપી કે 'તમારે માટે કેટલાક વેપારીઓએ કાજીને ફરિયાદ કરી હતી, તેથી કાજીએ એવો હુકમ કર્યો કે એને શેહેરની બહાર મૂકી આવો "

"પેલી નાશજનક પેટી બાળી મૂકવામાં આવી હતી, અને હું જે ઘરમાં રહેતો હતો તે ઘર પાડી નાખી જમીનદોસ્ત કરી નાખ્યું હતું. વળી તે ડોશીએ કહ્યું કે 'જો હું તમને અહીં લાવી નહોત તો તમે અત્યારસુધી ઘણુંકરીને જીવતા પણ હોત નહિ;' પણ મેં આપણા મહાન ખુદાની બાધા રાખીછે કે 'મારે કોઈનું ભલું કરવાની તક ખોવી નહિ.' તેટલાજ માટે તમને જ્યારે આખી દુનિયાંએ તજી દીધા ત્યારે મેં તમારી માવજત કરી. વળી કહ્યું કે, પૈસાની થેલી જે તોફાની લોકો અને અમલદારો પાસેથી લેવી વધારે મુશ્કેલ પડે તેમની પાસેથી મેં લેઈ સંભાળી રાખીછે તે આ રહી, લો! મેં તમારે માટે એ-

માંથી જે જે ખર્ચ કર્યુંછે, તેનો પાઇએપાઇનો હિસાબ આપીશ; અને આવી વિચિત્ર બાધા લેવાનું કારણ પણ કહીશ.' જ્યારે મને એમ લાગ્યું કે એ શુભેચ્છક વૃદ્ધ ડોશીને વાત કરવાથી ઘણો આનંદ થયો, ત્યારે મેં મારા મન સાથે તેણે જે વૃત્તાંત કહેવાનો કહ્યો હતો, તેને માટે આભાર માનવાનો વિચાર કર્યો, અને તેણે વાત આગળ ચલાવી. જો કે મારે તે ધ્યાનપૂર્વક સાંભળવો જોઇતો હતો, તોપણ મારે કબૂલ કરવું જોઇએ કે, તેણે જે વૃત્તાંત કહ્યો તે મેં લક્ષ પૂર્વક સાંભળ્યો નથી. વળી તુર્ક લોકોમાં જે અતિશય જીજ્ઞાસા હોયછે તે મારામાં નહતી. વૃદ્ધ સ્ત્રી-એ જે વાત કહી હતી, તે મને યાદ આવતી નથી, પણ મને જેટલું યાદછે તે ફક્ત મનેજ લગતું છે."

"તે વખતે ઉન્હાળાનો સખ્ત તાપ પડતો હતો, તેથી કેટલાક દાક્તરોએ ખાતરી પૂર્વક કહ્યું કે આ સખ્ત તાપથી આ મારા દર્દીઓ મરી જશે, પણ દાક્તરોની ભવિષ્ય વા-ણીથી તદન ઉલટુંજ થયું. ઊડતો ચેપી રોગ મંદ પડી ગયો. હું પણ સાજો થયો, અને મારા મંદવાડમાં મારી કોથળીમાં-થી ઘણા પૈસા ખર્ચાઇ ગયાછે એમ માલૂમ પડ્યું. મેં મારા બાકી રહેલા પૈસામાંથી થોડાક મારી દયાળુ આયાને આ-પીને શેહેરમાં કેમ ચાલેછે તેની ખબર કાઢવા મોકલી."

"તે એવી ખબર લાવી કે મરકીનું જોર ઘણુંજ નરમ પડી ગયુંછે, પણ ઘણા માણસો મડદાં દાટવા લેઇ જતા મને રસ્તામાં મળ્યા; વળી ઘણા વેપારીઓને મોંઢેથી 'આ શેહેર ઉપર આફત પાડનાર ભાગ્યહીણ મુરાદનું નખોદ જજો', એવું કહેતાં મેં સાંભળ્યું છે. તેઓ કહે છે કે મૂર્ખ પણ અનુભવથી સમજેછે. હું જે પથારાપર સૂઇ રહેતો તથા જે કપડાં પેહેરતો તે સઘળું બાળી નાખવાનો મેં નિશ્ચય કર્યો. મેં મારૂં ખરૂં નામ છુપાવ્યું; કારણ કે હું

જાણતો હતો કે એ નામથી મારો ઘણો તિરસ્કાર થશે. પછી મેં કંગાલ લોકના ટોળા સાથે પીતીઆ લોકોની ઇસ્પીતાલમાં પ્રવેશ કર્યો; ને ત્યાંથી સમુદ્ર કિનારે જઈ એકાંતમાં બેશી માંદા માણસોને આરામ થવા માટે ખુદાની પ્રાર્થના કરવા માંડી. પણ જ્યારે મારા મનમાં એમ આવ્યું કે હું મરકી ફેલાવું એ વાત અશક્ય છે, ત્યારે હું મારા ઘર તરફ જવા નીકળ્યો. હું કેઇરોમાંથી પલાયન કરી જવાને આતુર હતો, કારણ કે હું જાણતો હતો કે સઘળાના શાપનું શિરોબિન્દુ હુંછું. મને નવા નવા વિચારો આવતા, તેથી મારૂં મન ભમી જતું હતું. મેં વિચાર કર્યો કે, જ્યારથી મેં કાન્સ્ટાન્ટીનોપલ છોડ્યું, ત્યારથી મારે જે આફતો ખમવી પડી છે, તેનું કારણ મેં સુંદર ચીનાઈ ચંબુ ઉપરના તાવીજનો તિરસ્કાર કર્યો તેજ છે. જ્યારે હું મરકીના રોગથી માંદો પડ્યો હતો, ત્યારે મને ત્રણ વાર સ્વપ્નું આવ્યું કે, જાણે મારા આગળ એક ભૂત આવ્યું, ને મને ઠપકો દેઈ કહ્યું કે 'મુરાદ! તને જે ચંબુ સંભાળી રાખવા આપ્યો હતો તે કયાં છે?' આ સ્વપ્નાથી મારા મનપર હદપાર અસર થઇ. તેથી હું બનતી ત્વરા કરી કાન્સ્ટાન્ટીનોપલ આવવા નીકળ્યો. આ લાંબી મુસાફરીમાં કંઈપણ અકસ્માત ન બન્યો, તેના અચંબા સહિત જેવો હું કાન્સ્ટાન્ટીનોપલ આવી પોહોંચ્યો, કે તુરતજ મારો ચંબુ લેવા મારા ભાઈ સલાદીનની ખોળ કરવા નિસર્યો. જે ઘરમાં અમે પેહેલાં રહેતા હતા, તે ઘરમાં તે હાલ રહેતો નહોતો; તેથી મે એમ જાણ્યું કે વખતે તે મરી ગયો હશે. પણ મારી તપાસ ઉપરથી એક મજૂરે બૂમ પાડીને કહ્યું કે 'આ શેહેરમાં એવો કોણ છે કે જે ભાગ્યશળી સલાદીનના ઘરથી અજાણ્યો હશે? ચાલો મારી સાથે હું તમને તેનું ઘર બતાવુંછું.' જે હવેલી આગળ એ મને લેઈ ગયો, તે

એટલી બધી ભપકાદાર હતી કે હું તેમાં પ્રવેશ કરતાં ઘ-ણોજ ડર્યો, કે રખેને આ ઘર તેનું ન હોય! પણ હું પેસવાને ગડભાંજ કરતો હતો, એટલામાં બારણાં ઉઘડ્યાં, ને મેં મારા ભાઈ સલાદીનનો સાદ સાંભળ્યો. મેં એના તરફ નજર કરી કે તુરતજ એણે મને ઓળખ્યો, અને ભેટવા માટે એકદમ ફલંગ મારી મારા તરફ આવ્યો. તે પેહેલાં જેવા સારા સ્વભાવનો હતો, તેવાજ સ્વભાવનો હાલ પણ હતો. મારા ભાઇને આવી આબાદ હાલતમાં જોઈ મને અંતઃકરણથી આનંદ થયો. મેં કહ્યું, 'ભાઈ સલાદીન! કેટલાંક માણસો ભાગ્યશાળી અને કેટલાંક ભાગ્યહીણ જન્મે છે, એ બાબતમાં હવે તમને શક છે? તમે કેટલી બધીવાર મારી સાથે આ બાબતપર વાદવિવાદ કરતા!' તેણે મનમાં હસીને કહ્યું કે ' રાજ્યમાર્ગમાં તકરાર કરવી એ સારૂં નથી, માટે ઘરમાં આવો, અને એ ઘડી આરામ લો; પછી આપણે ફુરસદની વખતે એ બાબત વિષે વિચાર કરીશું.' મેં પાછા વળીને કહ્યું, ના! મારા પ્યારા ભાઈ! તમે બહુ ભલાછો. ભાગ્યહીણ મુરાદ તમારા ઘરમાં પગ સરખો પણ મૂકનાર નથી. રખેને વળી તમારા અને ત-મારા સઘળા કુટુમ્બ ઉપર પણ આફતો તેનાથી આવી પડે. હુંતો ફકત મારા ચંબુના તપાસ કરવા આવ્યોછું.' તેણે કહ્યું કે તે સહી સલામત છે. ઘરમાં આવો અને જુઓ. નહિતો જ્યાં સુધી તમે ઘરમાં નહિ આવો, ત્યાં સુધી તમને તે હું આપનાર નથી. મને આવા વેહેમની બીક તોછેજ નહિ. મેં જે કહ્યું તેને માટે માફ માગુંછું. મને આવી વેહેમની ધાસ્તી તો છેજ નહિ. હું પછી મારા ભાઇનું કહ્યું માનીને તેના ઘરમાં ગયો, ને ત્યાં મેં જેજે જોયું તેની મને ઘણીજ નવાઈ લાગી. મારો ભાઈ આબાદ સ્થિતિમાં હતો, તેથી પોતે હુંપદ ન રાખતાં ઉલટો

મારાં કમનસીબની વાતો વિસારે પાડવાની ઇચ્છા રાખતો દેખાયો. તેણે સઘળો વૃત્તાંત દયાળુપણાથી સાંભળ્યો. અને મારે કબૂલ કરવું પડે છે કે, મારા વૃતાંત કરતાં એનો વૃત્તાંત ઘણોજ ઓછો અચંબો પમાડે એવો હતો; તોપણ તે સાંભળવાની મને ફરજ પાડી. તેના હેવાલ ઉપરથી મને એમ માલૂમ પડ્યું કે તે વખતોવખતના બનાવથી અથવા પોતાનાજ ડહાપણથી તવંગર થયો છે. તેની સાથે આ બાબત વિષે વધારે દલિલ કરવાને હું ખુશી નહોતો; તેથી મેં તેના મતને માટે છૂટ મૂકી કહ્યું કે, ભાઈ! તમારે તમારા મત પ્રમાણે રહેવું, અને હું મારા મત પ્રમાણે રહીશ. તમે ભાગ્યશાળી સલાદીન છો અને હું ભાગ્યહીણ મુરાદ છું. આપણે આપણી જીંદગી પર્યંત તેવાને તેવાજ રહીશું".

"હું એના ઘરમાં પૂરા ચાર દિવસ તો રહ્યો નહિ, એટલામાં એક એવો અકસ્માત બન્યો કે, જેથી હું કેટલું ખરૂં કહેતો હતો તે જણાઇ આવ્યું. સુલતાનાની માનીતી જેને મારા ભાઇએ પેહેલાં ચીનાઇ ચંબુ વેચાતો આપ્યો હતો, તેની ખૂબસુરતી જો કે વર્ષ થવાને લીધે થોડી કરમાઈ ગઈ હતી; તોપણ તેની સત્તા અને ભપકાદાર ચીજોનો શોખ જતાં રહ્યાં નહોતાં. તેણે મારા ભાઇને વેનિસથી સર્વોત્કૃષ્ટ તક્તો જે કિંમત બેસે તે આપીને મંગાવવા માટે કહ્યું હતું; તે ઉપરથી તેણે તક્તો મંગાવ્યો. એ તક્તો ઘણી વખત રાહ જોવરાવી, તથા નિરાશ કર્યા પછી મારા ભાઇને ઘેર આવી પહોંચ્યો. તેણે પેટી તોડી, ને તે સ્ત્રીને ખબર અપાવી કે તમારો આયેનો સહીસલામત આવ્યો છે. આ ખબર કહાવી તે વખતે સાંજ પડી ગઈ હતી; તેથી તે સ્ત્રીએ કહાવ્યું કે આજની રાત તમારે ત્યાં રહેવા દો, ને હું સવારે અંતઃપુરમાં મંગાવી લેઈશ. એ આરસાને હું જે ઓરડામાં સૂઈ રહેતો હતો, તેની આગળના

ઓરડામાં મૂક્યો હતો; અને તેની સાથે મારા ભાઇના દીવાનખાનામાં લટકાવવાનાં કાચનાં ઝુમ્મર ભરેલી પેટીઓ પણ મૂકી હતી. સલાદીને પોતાના સઘળા પેહેરેગીરોને કહ્યું, કે આજની રાત જાગૃત રેહેજો; કારણ કે આપણી પાસેના કુળિયાઓમાં હમેશાં ચોરીઓ થાયછે, અને વળી ઘરમાં કિંમતી માલ ભરેલો છે. આ હુકમ સાંભળીને મેં પણ જાગૃત રેહેવાનો નિશ્ચય કર્યો. મેં મારી તરવાર મારા પલંગ ઉપર મૂકી, અને હું પાસેના ઓરડામાં અથવા મોટી સીડીમાં જરાપણ ખડખડાટ થાય, તો તે તુરત માલૂમ પડે એવા હેતુથી મેં મારા ઓરડાનું બારણું અદ્ઘખોલું રાખ્યું. મધરાત્રિને સમયે પાસેના ઓરડામાં કંઈ અવાજ થવાથી હું ઓચિંતો ઝબકીને જાગ્યો; ને એ-કદમ ઉભો થયો. પછી તરવાર હાથમાં લઇને જેવો હું બારણા પાસે ગયો કે ઓરડામાં દીવો બળતો હતો, તેના અજવાળાથી મેં એક માણસને નાગી તરવાર તાણીને મારી સામે ઉભો રેહેલો દીઠો. 'તારે શું જોઇએ છીએ ?' એમ કહેતો હું આગળ ધસ્યો. પણ કંઇ જવાબ આપ્યો નહીં, ત્યારે મેં એના ઉપર મારા ધારવા પ્રમાણે મર્ણતુલ્ય કરી નાખે એવો ઘા માર્યો, કારણ કે એ પોતાના હાથમાં નાગી તરવાર લઇને મારી સામે થવાને ઉભો રેહેલો હતો. આ વખતે મેં એક જબરો કડાકો સાંભળ્યો, અને તરવારના ઘાથી ચૂરેચૂરા થઇ ગયેલા તખ્તના કડકા મારા પગ આગળ પડ્યા; તેજ વખતે મારા ખભાને અથડાઇને કંઇ કાળું કાળું જતું રહ્યું. હું તેની પાછળ પડ્યો, પણ વચમાં કાચની પેટીઓ પડેલી હતી, તેની ઠોકર વાગવાથી હું ગબડતો ગબડતો નિસરણી ઉપરથી છેક નીચે પડ્યો. મારો ભાઇ આ બધો ગરબડાટ થવાનું કારણ ખોળતો પોતાના ઓરડામાંથી બહાર આવ્યો, અને જ્યારે તેણે સુંદર ત-

ત્તાના ટુકડે ટુકડા થઈ ગયેલા, અને મને દાદર નીચે કાચના ઝુમ્મરમાં પડેલો દીઠો, ત્યારે એનાથી બોલ્યા વિના રહેવાયું નહીં કે 'આ ભાઈ! તમે નક્કી ભાગ્યહીણ મુરાદજ છો.' જ્યારે એનો ગુસ્સો ઉતરી ગયો, ત્યારે હું જે સ્થિતિમાં પડેલો હતો, તે જોઈ એને હસવું આવ્યા વિના રહ્યું નહીં. મારા ભાઈએ જે દયાળુપણું બતાવ્યું તે દયાળુપણાથી એ અકસ્માતને માટે હું હજારગણો વધારે દિલગીર થયો. મને મદદ કરવાને તે નીચે ઉતર્યો, અને પોતાનો હાથ મને આપી કહ્યું, 'હું પેહેલાં તારા ઉપર ગુસ્સે થયો હતો તેને માટે માફી માગુંછું. મને ખાતરી છે કે તારો ઇરાદો કંઇ મને નુકશાન કરવાનો નહોતો, પણ મને કહો કે આ બધું શી રીતે થયું?' સલાદીન બોલતો હતો તે દરમિયાનમાં પેહેલાં પેલા ઓરડામાંથી જેવો અવાજ આવ્યો હતો તેવોજ અવાજ મારે કાને પડ્યો; પણ પાછું જોતાં મેં ફક્ત કાળું કબૂતર દીઠું. તે પેહેલાં મારી પાસે થઇને ત્વરાથી ઉડી ગયું હતું. આ બનાવ બનશે તેનો હું અજાણ હતો. જે કબૂતરને હું આગલે દિવસે મારા કમનસીબને લીધે મારા ભત્રિજાઓને માટે પાળવાના ઇરાદાથી ઘરમાં લાવીને ખવરાવતો હતો, તે કબૂતર આવા દુઃખનું મૂળ થઈ પડશે એવો મને સ્વપ્ને પણ વિચાર આવ્યો નહોતો. જો કે મારા ભાઇએ પોતાનો ગુસ્સો છુપાવવાને પ્રયત્ન કર્યો, પણ સુલતાનાની માનીતો નાખુશ થશે, અને તેનો બપકાદાર તખ્તો ભાગી ગયો તેને માટે બેહદ નિરાશ થશે, એવા વિચાર આવવાથી મારા ભાઈને ઘણી ફિકર ચિંતા થવા માંડી. મને એવું માલૂમ પડ્યું કે જો હું એના ઘરમાં લાંબા વખત સુધી રહું, તો નક્કી એનો નાશ કર્યા થઇ પડું; તેથી મને ગમે તેમ સમજાવે પરન્તુ હવે હું વધારે વાર તેના ઘરમાં રહી શકું તેમ નહોતું.

મારા ઉદાર ભાઇને જ્યારે મારા જવાના વિચારની જાણ થઈ ત્યારે તેણે મને કહ્યું કે 'એક માણસને મેં મારા તરફથી માલ વેચવાને ભાગીદાર તરીકે રાખ્યો હતો, તે હાલ થોડા દિવસથી મરી ગયો છે. માટે તેની જગાએ તમે દાખલ થશો? તમારાથી કામની માહિતી નહીં હોવાને લીધે જે કંઇ નાની સરખી ભૂલ થશે તે ખમવાને હું શક્તિમાન છું; અને તમને મદદ આપવાને ખુશી તથા શક્તિવાન એવો તમારે એક ભાગીઓ છે.'

"આ મારા ઉપર કૃપાની નિશાની, તે વળી આવી વખતે બતાવી, તેથી મને ઘણુંજ લાગ્યું. પછી તેણે મારી સાથે એક ગુલામ મોકલી જે દુકાનમાં હાલ આપ મને જુઓછો તે દુકાનમાં બેસાડ્યો. તે ગુલામ મારા ભાઇના હુકમથી મારો સોનાઈ ચંબુ લાવ્યો, ને નીચેનો સંદેશો કહી મને તે સહી સલામત પોહોંચાડ્યો. 'જે રાતો રંગ આ ચંબુમાં તેમજ પેલા બીજા ચંબુમાં માલૂમ પડ્યો હતો તેજ, સલાદીન હાલમાં જે સુખ ભોગવે છે તેનું મૂળ કારણ છે; તેથી પોતે ઉપાર્જીત કરેલો પૈસો પોતાના ભાઈ મુરાદ સાથે વેંચી લે તેમાં તે ન્યાય કરતાં બીજું કંઈ પણ વધારે કરતો નથી! હું હાલ જેટલું સુખ ભોગવવા ધારૂં તેટલું ભોગવી શકું એવી જગોએ હતો; પણ જ્યારે મને યાદ આવતું કે જે તખ્તો મેં ભાગી નાખ્યો છે, તેજ મારા ભાઇનો નાશકર્તા થઈ પડશે, ત્યારે મને અતિશય દિલગીરી થઈ આવતી, ને કંઈ ચેન પડતું નહીં. હું સારી પેઠે જાણતો હતો કે જે સ્ત્રીનો તખ્તો મારાથી ભાગી ગયો છે તે ઘણા ગરમ મિજાજની છે, અને આ નિરાશા તેને તેનું વેર લેવાને ગુસ્સો ચઢાવવાને જોઇએ તેટલી બસ હતી; તોપણ મારા ભાઇએ આજ સવારે એવી ખબર કહાવી કે, 'જો કે તે સ્ત્રી ઘણીજ નાખુશ થઈ છે, તોપણ તેના ગુસ્સાથી જે

માઠાં પરિણામ નિવડે તે અટકાવવાને તારામાં શક્તિ છે.' મેં મોટેથી કહ્યું કે "મારા હાથમાં! ત્યારે તો નક્કી હું સુખી છું. મારા ભાઇને કહો કે મારી ઉપરનો ઉપકાર બતાવવાને અને મારી મૂર્ખાઇનાં પરિણામ થાય તેમાંથી બચાવવાને હું કંઇપણ ન કરી શકું એવું નથી." જે ગુલામને મારા ભાઇએ સંદેશો લઇને મોકલ્યો હતો, તે મારી પાસેથી જે માગવાનું હતું તે માગવાને અચકાયો, અને કહ્યું કે 'મારા શેઠને ડર લાગે છે કે વખતે તમે તેની માગણી મંજુર ન રાખો.' મેં તેને તેના મનમાં જે હોય તે કહેવાની જરૂર પાડી, ત્યારે તેણે મને કહ્યું કે 'જે સ્ત્રીનો તખ્તો તમે ભાગી નાખ્યો છે તે ગુસ્સેતો ઘણી થઇ છે, પરન્તુ તેણે સલાદીન પાસેથી જે ચંબુ લીધો હતો, તેના જોટાનો બીજો લેવાનો તેનો ઇરાદો છે, અને તેમ થાયતો તે શાન્ત પડે.' હવે આનાકાની કરવી એ અસંભવતુ હતું. મારા ભાઇની અતિશય ઉદારતાના ઉપકારથી મેં મારૂં વેહેમી હઠીલાપણું છોડી દીધું, અને મારા ભાઇને પાછું કહાવી મોકલ્યું કે "હું તે ચંબુ જાતેજ લઇને તમને મળવા આવુંછું." મેં જે અભરાઈ ઉપર ચંબુ મૂક્યો હતો, તે પરથી આજ સાંજરે નીચે ઉતાર્યો. તેના ઉપર છેર વળગેલો હતો, તે મેં સાફ કર્યો; પણ કમનસીબને લીધે અંદરના ભાગમાં જે રાતો રંગ ચોંટી રહ્યો હતો, તે સાફ કરવાને મેં તે ચંબુમાં ગરમ પાણી રેડયું કે તુરતજ તેમાં કંઇ તડતડતું હોય એવો અવાજ થવા માંડ્યો, અને થોડા વખતમાં મોટો કડાકો થઇને ચંબુ ફાટી ગયો. અરે ખુદા! આ બધા કડકા પડ્યા! હવે મારા દુર્ભાગ્યની હદ આવી રહી! કહો મેહેરબાન! હું મારા કમનસીબને માટે દિલગીરી કરૂં, તેમાં તમને બિલકુલ અજાયબી થાય છે! અને હું ખરેખરો ભાગ્યહીણ મુરાદ નથી? હવે આ દુનિયામાં મારી આશાઓનો અંત અહીં

આવી રહ્યો. હું પેહેલથી મરી ગયો હોત, તો ઘણુંજ સારૂં થાત! વળી જો હું જન્મ્યોજ નહોત, તો તેથી પણ વધારે સારૂં થાત!! મેં જે કર્યું તેમાં હું કોઈ દિવસ ફતેહ મંદ થયોજ નથી. મારૂં નામ ભાગ્યહીણ મુરાદ છે. અને દુર્ભાગ્યે મને પોતાનું સાધન કરી મૂક્યો છે!!!"



## પ્રકરણ ૪ થું.

### ડાહ્યા માણસો નજીવી ચીજોની પણ બેદરકારી કરતા નથી, તેમ તેને ભૂલી પણ જતા નથી.

સલાદીનના આવવાથી મુરાદ શોક કરતો બંધ રહ્યો. કેટલોક વખત મુરાદના આવવાની રાહ જોઇ, પણ તે નઆવ્યો તેથી પોતે, મુરાદને કંઇ દુઃખ તો આવી પડયું નથી તે જોવાને આવ્યો. તે આ બે સ્વાંગધારી વેપારીઓને જોઇને ઘણો અચંબો પામ્યો, અને ચંબુ ભાગેલો જોઇને ઉદાશ થયા વગર રહ્યો નહીં; તોપણ પોતાના હમેશાંનાં દૃઢ અને સારા સ્વભાવથી મુરાદને દિલાસો આંપવા લાગ્યો, અને કડકાઓ હાથમાં લઇને એકે એકે બરાબર નિહાળી જોયા, તો માલૂમ પડયું કે તેની કોરો અણીશુદ્ધ છે, તેથી તેણે તે સઘળા કડકા જોડી દીધા, ને કહ્યું કે પેહેલાં હતો તેવોને તેવોજ આ ચંબુ સારો થઈ શકશે. આ ઉપરથી મુરાદને જરા શકિત આવી. અને તેણે કહ્યું કે ભાઈ! તમે ભાગ્યશાળી સલાદીન છો, એ જોઇને હું ભાગ્યહીણ મુરાદ થઇ સંતોષ માનુંછું. તેણે પેલા વેષધારી વેપારીઓના તરફ ફરીને કહ્યું, 'જુઓ! ભાઇ સાહેબો!! આ ભાગ્યશાળી માણસને આવ્યે ભાગ્યેજ પાંચ મિનિટ થઇ હશે એટલામાં આ સઘળાં કામને એ

જાદુંજ રૂપ આપેછે. એ મારી પાસે હોય છે, ત્યારે મને ઘણી ખુશાલી ઉપજેછે. મારો ત્રાસજનક વૃત્તાંત સાંભળી તમારા ચેહેરા કરમાઇ ગયા હતા, તે આ માણસના આ-વવાથી પાછા પ્રફુલ્લિત થયાછે. ભાઇ ! હું આશા રાખુંછું કે આ ગૃહસ્થોએ મારા કમનસીબનો હેવાલ સાંભળ્યોછે, અને તેમને તમારો વૃત્તાંત કહી સંભળાવશો, જેથી મને ખાતરી છે કે તેઓ ઘણાજ ખુશી થશે.' સલાદીને એવી સરતથી કબૂલ કર્યું કે તે મુસાફરોએ તેની સાથે ઘેર આ-વવું જોઇએ, અને મિત્ર તરીકેની મીજલસમાં ભાગ લેવો જોઇએ. તેમણે પેહેલું તો પ્રથમની માફક અમારે અમારા ઉતારાએ જવુંછે એવું બહાનું કાઢ્યું. પણ આખરે સુલ-તાનને જીજ્ઞાસા ઘણીજ થઈ, તેથી પોતે અને પોતાનો પ્રધાન ભાગ્યશાળી સલાદીનને ઘેર ગયા. સલાદીને વાળુ કર્યા પછી નીચે પ્રમાણે વૃત્તાંત કહેવો શરૂ કર્યો."

"જો કે હું કબૂલ કરૂંછું કે મારી બાલ્યાવસ્થામાં મારા સુભાગ્યનો એક પણ અદ્ભૂત દાખલો બન્યો હોય, એવું મને યાદ નથી, તો પણ મારૂં નામ ભાગ્યશાળી સલાદીન હતું. તેથી પ્રથમ મારા મનમાં વિશ્વાસ ચોંટ્યો હતો. મારી માની આયામાંની એક વૃદ્ધ આયા દિવસમાં પચાસ વ-ખત મને ખાતરી પૂર્વક કહેતી કે 'તું જે કામ કરવાને માથે લેઇશ તેમાં તું કદી નિષ્ફળ થનાર નથી, કારણ કે તું ભાગ્યશાળી સલાદીન છે.' આથી હું અમર્યાદ અને અવિચારી થયો. જ્યારે હું આશરે પંદર વર્ષનો થયો ત્યારે મારી જુવાનીના તોર અને અવિવેકને લીધે મારે જે મંદવાડ ભોગવવો પડ્યો, તે દરમિયાનમાં જો હું કેટલાક વિચારથી ઉશ્કેરાયો નહોત તો મારી આયાના ભાવિચિન્હથી મારી સિદ્ધિ થઇ હોત નહીં. આ વખતે પોર્ટમાં એક વિચિક્ષણ ફ્રેન્ચ યંત્રવિદ્યા જાણનાર હતો, તે સુલતાનનો માનીતો

હતો, અને એને મારા વેહેમી સ્વદેશીઓને આશ્ચર્ય પમાડવા નોકરીમાં રાખ્યો હતો. મહાન સીનીઅરની જન્મગાંઠને દિવસે તેણે કેટલાક અદ્ભૂત સુંદર આતશબાજીના ખેલ કરી દેખાડ્યા હતા. હું પણ તે વખતે આ શેહેરના બીજા માણસોની સાથે ખેલ જોવા ગયો હતો. જે ઠેકાણે તે ફ્રેન્ચ ખેલાડીને ઉભો રાખવામાં આવ્યો હતો તેની નજીક મારે પણ ઉભા રહેવાનું બની આવ્યું. લોકોનું ટોળું તેના ઉપર ધસતું, ને હું પણ તેઓ ભેગો હતો. તેણે સઘળાને વિનતિ કરી કે તમારે તમારા ફાયદાની ખાતર દૂર ઉભા રહેવું જોઇએ. અને અમને ચેતાવ્યા કે હું જે શિઘ્રદાહી પદાર્થ વાપરૂં છું તેથી વધારે નુકશાન થાય તેમ છે. મેં મારા સુભાગ્ય ઉપર ભરોસો રાખીને એની ચેતવણીઓની દરકાર રાખી નહીં. તેનો પરિણામ એવો થયો કે હું જેવો આતશબાજી કરવાને જે પદાર્થો તૈયાર કરી રાખ્યા હતા, તેને અડક્યો કે તુરતજ મોટો ભડાકો થઇને તે સળગી ઉડ્યા, અને ઘણા જોરથી મને જમીન ઉપર પટકી દીધો. હું અતિશય દાઝ્યો. સાહેબજી! હું, આ બનાવને મારી જીંદગીમાં અતિશય લાભકારી બનાવોમાંનો એક ગણું છું, કારણ કે આજ બનાવથી મારા મિજાજનું ગુમાનપણું અટક્યું, અને મારામાં સુધારો થયો. હું જેટલા દિવસ મંદવાડને ખાટલે રહ્યો તે દરમિયાન પેલો ફ્રેન્ચ સદ્ગૃહસ્થ વારંવાર મને જોવાને આવતો હતો. તે ઘણો સુજ્ઞ માણસ હતો; અને મારી સાથે જે વાતચીત થઇ તેથી મારી બુદ્ધિ વધી, તથા મારા મનમાં જે મૂર્ખાઇ ભરેલા વિચારો હતા તે નીકળી ગયા. તેમાં મુખ્યત્વેકરીને મને માણસ જાતના કૃત્ય ઉપર નસીબ અથવા ભવિષ્યનું પ્રાબલ્ય છે, એવું માનવાને જે ટેવ પડી હતી તે નીકળી ગઇ. તેણે કહ્યું, 'જો કે તમારૂં નામ ભાગ્યશાળી સલાદીન છે, તોપણ તમને

માલૂમ પડે છે કે તમે ડહાપણનો અનાદર કર્યો, તેથીજ તમારે ભર યુવાવસ્થામાં મરણતુલ્ય મંદવાડ ભોગવવાનો વખત આવ્યો. મારૂં કહ્યું માનો, અને આજ પછી નસીબ કરતાં ડહાપણ ઉપર વધારે વિશ્વાસ રાખો. લોકો તમને ભાગ્યશાળી સલાદીન કહે તો તેમને કહેવા દો, પણ તમે તમારી મુખે ડાહ્યો સલાદીન કહો, ને તેવા થવાને નિશ્ચય કરો.' આ શબ્દોએ મારા મનપર વજ્રલેપ સરખો વિચાર બેસાડ્યો; તેથી હવે મારા વિચાર અને મારી વર્તણુક તદન નવીજ તરેહનાં થયાં. મને ખાતરી છે કે મારા ભાઈ મુરાદે અમારી બન્ને વચ્ચે જે વારંવાર નસીબની બાબતપર વાદવિવાદ થતો, અને મત ભેદ પડતા, તે સંબંધી તમને કહ્યું હશેજ. પણ અમે એક બીજાની ખાતરી કરી શકતા નહીં; તેથી અમે અમારી આટલી ઉમર પર્યંત અમારા જૂદાજૂદા મત પ્રમાણેજ વર્ત્યા છીએ. મારી ફતેહ અને તેનું દુર્ભાગ્ય એને લીધે છે, એમ હું માનું છું."

"મારા ભાગ્યનો પ્રથમ ઉદય કિરમજી રાતા રંગની ભૂકીને લીધે થયો. તે રંગ મેં ઘણી મુશ્કેલીથી સંપૂર્ણતાએ આણ્યો હતો. ઉપરની બિના વિષે આપને મારા ભાઈ મુરાદે વખતે કહ્યું પણ હશે. એ વાત તો ખરી છે કે આ રંગની ભુકી મને ઓચિંતી અમારા ચીનાઈ ચંબુમાં માલૂમ પડી હતી, પણ જો, મેં તે કામમાં લાવવાને મેહેનત કરી ન હોત તો એ ભૂકી અદ્યાપિ સૂધી નકામી પડી રહી હોત. હું કબૂલ કરૂંછું કે આપણે કોઇ પણ વિષય સંબંધી થોડુંક જાણ્યું, એટલે તે પ્રમાણે કરીએ છીએ; પરન્તુ આપણે તેનો જે પ્રમાણે ઉપયોગ કરીએ તે ઉપર આપણા નસીબનો આધાર રહેછે. પણ મેહેરબાન! મારા વિચાર કરતાં મારાં સાહસ કામો સાંભ-

જવાને આપ વધારે ખુશી હશો, પણ મને ખેદ થાય છે કે મારે એકે આશ્ચર્યકારક બનાવનું વર્ણન કરવાનું નથી. દિલગીર છું કે હું રેતીના રણમાં ભૂલો પડ્યો હતો તેવું મારાથી કહી શકાય તેમ નથી, મને કોઇ દિવસ કોલેરો થયો નથી, અથવા વહાણ પણ ભાગી ગયું નથી. મારી આટલી ઉમર સૂધી હું કાન્સ્ટાન્ટીનોપલમાંજ રહેલો છું, અને મારો વખત મેં શાન્ત અને એક સરખી રીતે ગુજાર્યો છે. મારો ચીનાઈ ચંબુ સુલતાનાની માનીતીને વેચાતો આપ્યો, તેના પૈસા આવ્યા; (આ વિષે પણ મારા ભાઈએ વખતે આપને કહ્યું હશે) તેથી હું મોટા પાયાપર વેપાર કરવાને શક્તિમાન થયો. મેં મારૂં કામ ધીરજથી કર્યાજ કર્યું. ચોખ્ખાં અને પ્રમાણિક સાધનો વાપરતો તેથી મારી પાસે રંગાવનારને ખુશી ઉત્પન્ન થતી. આ ઉદ્યોગ અને વિવેક મારા ધારવા કરતાં પણ વધારે લાભકર્તા મને થઈ પડ્યાં. થોડા વર્ષમાં, જે માણસો મારા જેવો ધંધો કરતા તેમના પ્રમાણમાં હું પૈસાદાર થયો. હું આપને એક સાધારણ વેપારીની જીંદગીનું રોજનામુ કહી વાત આગળ ચલાવી, તસ્દી આપતો નથી. જે બનાવથી મારા હકમાં હદપાર ફાયદો થયો, તે બનાવ વિષે હવે હું આપને કહુંછું."

"મહાન સીનીઅરના અંતઃપુરની દિવાલોની પાસે પેરાના પરામાં મોટી આગ લાગી. જો કે આથી આખા કાન્સ્ટાન્ટીનોપલના લોકો આકુળવ્યાકુળ થઇ ગયા હતા, પણ સાહેબજી! આપ મુસાફર છો તેથી આપે આ બનાવ વિષે સાંભળ્યું નહીં હોય. વજીરનો નકસીદાર વિશાળ મેહેલ તથા સેંટસોફાયાની મસીદ પણ બળી ગયાં હતાં. આ આગ થવાનાં કારણ વિષે પાસે રહેનારા જૂદો જૂદો મત આપેછે. કેટલાક એમ ધારેછે કે સુલતાન એક શુકર-

વારને દિવસે મૅંટસોફાયાની મસીદમાં ગયો નહીં, તેથી આગ લાગી. અને કેટલાક એમ કહેતા હતા કે હાલમાં જે લડાઈ સળગેલી છે તે લડાઇ બંધ રાખવાને ખુદાએ (મહમદ પેગમ્બરે) ચેતવણી આપવા તરીકે આગ લગાડી; તોપણ કાફી ખાનાના ખટપટીઆ લોકો સામાન્યપણે સામ સામે રગઝક કરતા હતા કે ખુદાનો એવી મરજી હશે કે મેહેલ બળી જતો જોઇએ. આવા વિચારોથી સંતોષ માનીને તેઓએ પોતાના ઘરમાં આવી જાતનો બનાવ બનતો અટકાવવાને કંઇપણ ઇલાજ કર્યો નહીં. આ વખતે જેવી આગ લાગી હતી તેવી બીજે કોઇપણ વખતે આ શેહેરમાં લાગી નહોતી. ભાગ્યેજ એક રાત પણ આગ લાગ્યાની બૂમ સાંભળ્યા શિવાય જતી. આવી રીતે હમેશાં આગ લાગતી હતી, તેમાં વળી વધારે દુઃખ કેટલાક હરામખોર લોક દેતા હતા. આ હરામખોરો, લોકોના ગભરાટમાં વધારો કરવા હમેશાં તૈયાર થઇ રહેતા. કારણ કે લોકો ગભરાટમાં પડે કે પોતે તેમના ઘરમાં પેસી માલ લૂટી લઈ જાય. પછી એમ ખબર પડી કે આ આગ લગાડનારા બહારવટીઆ સાંજની વખતે 'બેઝેસ્ટીન'ની નજદીક જ્યાં મોટા વેપારીઓની વખારો હતી, ત્યાં વારંવાર દેખા દેતા હતા. આ માણસોમાંના કેટલાક, લોકોની બારીઓમાં દીવાસળીઓ અગર "*કાઊંડાક" ફેંકતાં પકડાયા હતા. આ દાહજનક પદાર્થ સળગવા જેટલો વખત જોઇએ, તેટલો વખત જો તે રહે તો તે, ઘરને આગ લગાડ્યા વગર રહેતો નહીં. આટલું બધું છતાં કેટલાક લોકો જેમને માલ સાચવવાની જરૂર હતી તે તો વળી હમેશાં એમજ કહેતા કે 'જેવી મહમદ પેગંબરની મરજી.'

---

*'કાઊંડાક' એ એક જાતનો દાહજનક પદાર્થ છે.

આથી પોતાનો બચાવ કરવાને એક પણ ઉપાય કામે લગાડતા નહીં, પણ હું તો એથી ઉલટું જ, એક વિચિક્ષણ મુસાફરે શિખામણ દીધી હતી, તે યાદ આણી, કમનસીબ વિષે વહેમ ભરેલી ધાસ્તી કાઢી નાખી, મારો જુસ્સો નરમ પાડી દુઃખ વેહતો નહીં; તેમજ મારા સુભાગ્ય ઉપર અવિચારીપણાથી વિશ્વાસ પણ રાખતો નહીં. મારા માલનું રક્ષણ કરવાને મારાથી બનતા દરેક ઉપાયો કામે લગાડ્યા. હું કોઈ દિવસ ઘરમાંના દીવા અને સગડીઓ બરોબર ઓલવી નાખ્યા શિવાય સૂઈ રહેતો નહીં, અને મારી ટાંકીમાં પાણી પણ પુષ્કળ રખાવતો. વળી પેલા ફ્રેન્ચે મને શિખવાડ્યું હતું કે 'આગ અટકાવવાને કાલવેલો ચૂનો ઘણી અસર કરેછે,' તેટલા માટે મેં એ મારી પાસેની અડાળીઓમાં કલવાની તૈયાર કરી રખાવ્યો હતો, અને તે હું જે વખતે જરૂર પડતી કે તુરત ઉપયોગમાં લેતો. આ બધી યુક્તિઓ ઘણી ઉપયોગી હતી. ખરેખર ! મારા પોતાના ઘરમાં કદી આગ લાગી નહોતી. પણ મારા સાખ પાડોસીઓના ઘરમાં એક શિયાળામાં પાંચ વખત કરતાં ઓછી વખત કદી આગ લાગી નથી, મારી યુક્તિઓથી અથવા મારા ઉદ્યોગથી તેમને ઘણુંજ થોડું નુકશાન ખમવું પડતું હતું. આથી મારા સઘળા પાડોસીઓ મારી સાથે એક મિત્ર અથવા દુઃખમાંથી છોડાવનાર તરીકે મને માન આપી વર્તતા. તેઓએ મને અગણિત નજરાણાં કર્યાં, અને મારા ધારવા કરતાં પણ ખરેખર વધારે માન આપ્યું. સઘળા મને એમજ કહેતા કે તું ભાગ્યશાળી સલાદીન છે. મને ડાહ્યો સલાદીન કહે એવી આશાથી મેં ઉપરના ઉપનામની ના પાડી. આ ઉપરથી માલૂમ પડશે કે જેને આપણે વિનય કહીએ છીએ તે સંસ્કાર પામેલી મગરૂરીનું બીજું રૂપછે. એક દિવસ હું મારા મિત્રને ઘેર

હમેશાંના નિયમ કરતાં મોડો વાળુ કરવા જતો હતો, ત્યારે *પેશ્વાનો અથવા ચોકીઆટો શિવાય મોહોલ્લાઓમાં કોઇપણ હતું નહિ. અને વળી હું ધારૂંછું કે તેઓ પણ ઊંઘતાજ હશે. જેવો હું જતો હતો કે તુરતજ જે નળવાટે શેહેરમાં પાણી આવતું હતું તે નળનો ધુધવાટો મેં સાંભળ્યો; અને તપાસ કરતાં માલૂમ પડયું કે પાણીની નળીની ચકલી (કૅાક) અડધી ઉઘાડી રહી ગઇછે; તેથી પાણી બહાર નીકળી જાયછે. તે કંઇ અકસ્માતને લીધે ઉઘાડી રહી ગઈ હશે એમ ધારી મેં તેને બરોબર બેસાડી આગળ ચાલવા માંડયું. હું થોડુંક ચાલ્યો, ને બીજી નળી પાસે આવ્યો તો તે પણ અડધી ખુલ્લી દીઠી. આથી મને ખાતરી થઈ કે આ કંઇ સ્વભાવિકજ બની શકે નહિ; તેથી શક આવ્યો કે પેલા હરામખોર લોકોએ શેહેરમાંથી પાણી ઓછું કરવાને ચકલી ખુલ્લી મૂકી હશે, તે એવા ઈરાદાથી કે જો રાત્રે આગ લાગે તો તે ઓલાવવાને પાણી કોઇને મળે નહીં. કેવી રીતે વર્તવાથી લાભ થશે તેનો વિચાર કરતો કેટલાક વખત સૂધી હું ઉભો રહ્યો. શેહેરના દરેક ભાગમાં દોડી જઈ જે નળોમાંથી પાણી નકામું વહી જતું હતું, તેની ચકલીઓ બંધ કરવાનું કામ મારા એકલાથી બની શકે તેમ નહોતું. મેં પ્રથમ પહેરેગીરો અને બંબાવાળા સિપાઇઓ જેમાંના ઘણાખરા તેમની રહેવાની જગાએ ઘસઘસાટ ઊંઘતા હતા, તેમને જગાડવાનો વિચાર કર્યો, પણ વળી યાદ આવ્યું કે કદાપિ તેઓ પણ તેમની સાથે આ કાવતરામાં સામેલ હશે, તેથી તેમનો પણ ભરોસો રખાય નહિ. નહિ તો અત્યાર સૂધી તેમને ખબર ન પડે એ વાત અસંભવિત છે. તેમજ તેઓ તેમની નજીકની

*પેશ્વાનોનું કામ શેહેરમાં આગ લાગતી અટકાવવાનુંછે.

નળીઓમાંથી પાણી જતું અટકાવ્યા વિના પણ રહે નહિ. મેં પછી દમાતઝેડ નામનો જે શ્રીમંત વેપારી મારી નજીક રહેતો હતો તેને જગાડવાનો નિશ્ચય કર્યો; કારણ કે તેને ઘેર ઘણા ગુલામ હતા તેથી તેમને એ શેઠ શેહેરના લોકોને તેમના ભયની ખબર આપવા અને તોફાન થતું અટકાવવા મોકલી શકે તેમ હતું."

"તે ઘણો ચપળ, ડાહ્યો અને બુદ્ધિશાળી હતો, તેથી એકદમ બૂમ પાડતાં વારનેજ જાગી ઉઠ્યો. બીજા તુર્ક લોકોને જેમ ઇંદ્રિઓ જાગૃત થવા એક કલાક જોઇએ છીએ તેમ એને જોઇતું નહોતું. તે કામ કરવામાં અને તેનો અંત લાવવામાં ઘણી ઝડપવાળો હતો, અને એના ગુલામો પણ એના જેવાજ ગુણના હતા. તે શેઠે એકદમ મુખ્ય વજીરને ત્યાં એક કાસદને મોકલ્યો કે જેથી સુલતાનની સહીસલામતી માટે તે સાવચેત રહે. અને બીજાઓને કાન્સ્ટાન્ટીનોપલના દરેક ચોકના મામલતદારને ઘેર મોકલ્યા; તથા લોકોને જગાડવા માટે 'જેનીસારીઆગા'ના ટોડા ઉપર મોટો ડંકો વગડાવ્યો. આ ઢોલ વગડાવ્યાને ભાગ્યેજ અડધો કલાક થયો હશે, એટલામાંતો કોઇ માણસે દમાતઝેડના ઘરના નીચેના ઓરડાના બારણા પછવાડે કાઉંડાક મૂકવાથી આગ લાગી ઉઠી. હવે જે બદમાસ લોકોએ આ તોફાન કર્યું હતું, તેનો લાભ લેવાને તેઓ લૂંટવા આવ્યા, પણ નિરાશ થયા. પોતે સઘળા કેદમાં પકડાયા તેથી અચંબો પામ્યા, અને પોતાની આશા કેવી રીતે ફોગટ ગઇ તે તેઓ સમજી શક્યા નહીં. મારા મિત્રના ઘરમાં લાગેલી આગ પુષ્કળ મહેનત કરી જલદીથી બુજાવી નાખી. જોકે રાત્રે શેહરના ઘણા ભાગમાં આગ લાગી હતી, પણ ઝાઝું નુકશાન થયું નહીં; કારણ કે સાધન મેળવવાને વખત પુષ્કળ હતો, અને પાણીની નળીઓ બંધ કરવાથી જોઇએ

તેટલું પાણી અંદર રહ્યું હતું. લોકોને ભયની ખબર આપી જગાડ્યા હતા; તેથી તેઓને કંઈ ઈજા થઈ નહીં. બીજે દિવસે હું જેવો એક્ષ્ચેન્જમાં ગયો કે તુરતજ લોકો મારી આસપાસ વીંટળાઈ વળ્યા, અને મને પોતાના શુભેચ્છક અને પોતાનો જીવ તથા ભાગ્યના બચાવનાર તરીકે માન આપવા લાગ્યા. દમાતઝેડ વેપારી જેને ગઈ રાત્રે જગાડ્યો હતો, તેણે મને એક સોનાની મોહોરોથી ભરેલી મોટી કોથળી તથા એક હીરાની અમુલ્ય વીંટી બક્ષિસ આપ્યાં. દરેક વેપારીએ પણ તેનું જોઈને મને ઉમદા નજરાણાં આપ્યાં. વળી મામલતદારોએ પણ ખુશીની નિશાનીઓ મોકલી. અને મુખ્ય પ્રધાને પોતાના હાથેજ "જે માણસે કાન્સ્ટાન્ટીનોપલ બચાવ્યું તેને ભેટ" એવું એક સર્વથી શ્રેષ્ઠ પાણીદાર હીરાની વીંટી ઉપર કોતરી, તે વીંટી મને ભેટ મોકલી."

"સાહેબ મહેરબાન! આ બધી બિનાનું વર્ણન કરતાં મારાથી જે મગરૂરીના શબ્દ બોલાયા હોય તેને માટે માફ માગુંછું. આપ મારો વૃત્તાંત સાંભળવાને ઇન્તેજારછો. તેથી મારી જીંદગીના મુખ્ય મુખ્ય બનાવોનું વર્ણન કરવું હું પડતું મૂકતો નથી. આ ચોવીશ કલાકની દરમિયાનમાં આ શેહેરના રહેવાસીઓના ઉદાર ઉપકારથી જેટલી દોલત મેળવવાનો મને સ્વપ્નામાં પણ ખ્યાલ નહીં આવેલો, તેટલી દોલતનો હું ધણી થઇ પડ્યો. મેં મારી યોગ્યતા પ્રમાણે ઘર લીધું, અને થોડાક ગુલામ ખરીદ કર્યા. હું જ્યારે ગુલામોને તેડીને ઘેર જતો હતો, ત્યારે મને એક યાહુદી મળ્યો. તેણે મને ઉભો રાખી પોતાની બોલીમાં કહ્યું,' હું ધારૂંછું કે આપ સાહેબે ગુલામ ખરીદ્યા છે, તો તેમને માટે હું કપડાં સોંઘે ભાવે આપીશ.' આ યાહુદીની રીતભાતમાં કંઇ શક જેવું હતું. મને તેનો ચેહેરો જોવો ગમ્યો નહીં, પણ મેં

ધાર્યું કે કામ કરવામાં મારે મારા તુરંગને તાબે થવું જોઇએ નહિ. જો આ માણસ મારા ગુલામોને માટે બીજા વેપારીઓ કરતાં ખરેખર કપડાં સોંઘે ભાવે આપે તો એની દાઢી બેડોળ કાપેલી છે, એની આંખો તરેહવાર છે, તથા એનો સાંદ નવાઇ જેવો છે, તેનેજ માટે ફક્ત મારે તેની માગણી ના કબૂલ કરવી જોઇએ નહીં, એવું ધારી તે યાહુદીને મારે ઘેર તેડી ગયો, અને કહ્યું કે તમે કહ્યું તેને માટે આપણે વિચાર કરીએ. જ્યારે અમે ઘેર જઇ, એ બાબત વિષે વાત કરેતા હતા, ત્યારે તેણે બતાવેલી કિંમત એટલી જુજ હતી કે મને નવાઈ લાગી. એક બાબતવિષે તો ખરેખર તે મારી મરજી પ્રમાણે કરવાને નાખુશ માલૂમ પડ્યો. મેં ફક્ત કપડાં જોવાનું એકલુંજ કહ્યું એમ નહીં, પણ એ કપડાં એની પાસે શી રીતે આવ્યાં તે વિષે પણ પૂછ્યું. આ બાબતનો જવાબ ન આપતાં મને ઉડાવવા લાગ્યો; તેથી મને શક આવ્યો કે એમાં કંઇ કાવતરૂં હશે. મેં વિચાર કર્યો કે એ શા કારણથી કપડાં સસ્તે ભાવે આપી દે છે? મને વિચાર આવ્યો કે એ કોઇનાં ચોરી લાવ્યો હશે, અથવા ઉડતા ચેપી રોગથી જે માણસો મરી ગયાં હશે તેમનાં એ કપડાં હશે. તે યાહુદીએ મને એક પેટી દેખાડીને કહ્યું કે, આ કપડાંમાંથી જે તમને પસંદ પડે તે લો. મને માલૂમ પડ્યું કે જ્યારે એણે પેટી ઉઘાડી ત્યારે પોતાના નાક આગળ ખુશબોદાર વનસ્પતિ રાખી હતી. મેં એમ કરવાનું કારણ પૂછ્યું, ત્યારે એણે કહ્યું કે, 'આ પેટીમાં જે કસ્તુરી છાંટેલી છે, તેની સુગંધ અટકાવવાને માટે મેં એ પ્રમાણે કર્યું હતું; કારણકે કસ્તુરીની ખુશબોથી મારા મગજ ઉપર તરેહવાર અસર થાય છે.' કસ્તુરીની વાસથી મને પણ તમારા જેવું થાય છે એમ કહી મેં પેલી વનસ્પતિ માગી. એ યાહુદી મને શક ઉત્પન્ન થયો છે એવું ધારીને, મડદા જેવો ફીકો પડી ગયો.

તેણે એવું બહાનું કાઢ્યું કે હું ખરી કૂંચી ભૂલી ગયોછું, તેથી પેટી ઉઘડતી નથી, એમ કહી કૂંચી ખોળવા ગયો, ને કહ્યું કે હું તમને ફરી ખબર આપીશ. એ મારી પાસેથી સટકી ગયો. પછી પેટીના ઢાંકણા ઉપર અડધા છેકી નાખેલા હરફ મને માલૂમ પડ્યા. મેં 'સ્મિર્ના' એવો શબ્દ વાંચ્યો તેથી મારો શક પૂર્ણ પાકો થયો. એ યાહુદી ફરીને મારી પાસે આવ્યોજ નહીં. તેણે કેટલાક મજૂરો મોકલી પેટી મંગાવી લીધી, અને કેટલાક વખત સૂધીતો તે ક્યાં છે તેની મને ખબર પણ પડવા દીધી નહીં."

એક દિવસે જ્યારે હું દમાતઝેડને ઘેર બેઠો હતો, ત્યારે એ યાહુદી ઉપર મારી નજર પડી. હું એને દેખું નહિ, માટે તે વાડા આગળ થઇને ઉતાવળો ચાલ્યો ગયો. મેં દમાતઝેડને કહ્યું 'હે મારા મિત્ર! જે યાહુદી હમણાં તમારા આંગણામાંથી નીકળ્યો, તે તમારે ત્યાં શા કામે આવ્યો હતો તે પૂછું છું, માટે મારા સવાલને હલકી જીજ્ઞાસાની ગણત્રીમાં અથવા તમારા કામમાં વચ્ચે પડવાને ઇચ્છ્યું માટે નકામો ગણશો નહીં.' મારા મિત્રે જવાબ આપ્યો કે 'તે મારા ગુલામોને વાસ્તે હું જે ભાવે કપડાં બીજા વેપારીઓ પાસેથી લેઉં તે કરતાં સસ્તે ભાવે આપવાને આવ્યો હતો. મારી દીકરી ફેતીમાની જન્મગાંઠને દિવસે મારા બાગના તંબુમાં મોટી મીજલસ ભરી તેને અચંબો પમાડવાને અને સઘળી ગુલામડીઓને તે વખતે નવા પોશાક પેહેરાવવાનો મારો વિચાર છે.' હું મારા મિત્રને એ યાહુદી વિષે તથા તેનાં કપડાંની પેટી વિષે મને જે વેહેમ આવ્યો હતો તે જાહેર કરવા વચ્ચે બોલી ઉઠ્યો. એ વાત તો નક્કી છે કે ચેપી રોગવાળા માણસનાં કપડાં પેહેરવાથી તે રોગ તેનાં કપડાં પેહેરનારને થાયછે. તે ફક્ત થોડા માસ પછી જણાઇ આવે એમ નહિ, પણ કેટલાંક વર્ષ પછી પણ ફૂટી નીકળે છે. એ વે-

પરીએ આ ખરાબ યાહુદી જે થોડા નાણાંને માટે હ-
જારો માણસ જાતને આવી રીતે જોખમમાં નાખવાને
તૈયાર થયો, તેના વિષે બીજું કંઈ ન કરતાં એકદમ કા-
જીને જાહેર કર્યું. કાજી પોતાની ફરજ બજાવવામાં
આળસુ હતો, તેથી એ લુચ્ચા યાહુદીને કેદ પકડવાને
માણસ મોકલ્યાં, તે પેહેલાં તો તે યાહુદી અગિયારા ગ-
ણી ગયો. જ્યારે એના ઘરની ખોળ કરી ત્યારે એ અને
એની પેટી અલોપ થઈ ગએલાં માલૂમ પડયાં. અમને
ખબર પડી કે તે ઇજીપ્ત જવા વહાણે બેશી ચૂક્યોછે, ત્યારે
અમે ખુશી થયા કે કાન્સ્ટાન્ટીનોપલમાંથી એ નાશી ગ-
યો છે. મારા દોસ્ત દમાતઝેડે મારો ઘણોજ આભાર
માન્યો ને કહ્યું કે 'તમે પેહેલાં મને દુર્દશામાંથી બચાવ્યો
હતો ને હમણાં મારી જીંદગી બચાવી છે, તેમજ મારા
જાન કરતાં પણ વધારે વહાલી મારી દીકરીની જીંદગી
બચાવી છે.' જે વખતે એ વેપારીના મૂખમાંથી દીકરી
શબ્દ નીકળ્યો ત્યારે હું મારી કેટલીક લાગણી
અટકાવી શક્યો નહોતો. જ્યારે તે સ્ત્રી મસીદમાં
જતી હતી ત્યારે મેં એને ઓચિંતી દીઠી હતી, અને
તેની ખૂબસુરતી તથા તેની મધુર વાણીથી હું તદરૂપ
બની ગયો હતો, પણ જ્યારે મને ખબર પડી કે
'તે સ્ત્રીની સાદી કોઇ બીજા માણસ સાથે કરવાનો વિ-
ચાર છે,' ત્યારે મેં મારા વિચારો દબાવી રાખ્યા.
જોકે ખૂબસુરત ફેતીમા વિષેનો વિચાર મારા મનમાંથી
તદન કાઢી નાખવાનો મેં નિશ્ચય કર્યો હતો, તોપણ આ
વખતે એના બાપે મને લલચાવવાનો પ્રયત્ન કર્યો. આ
લાલચમાંથી બચવાને માટે મારી સઘળી દૃઢતા બતાવવી
પડી. તેણે કહ્યું કે 'સલાદીન! એ વ્યાજબી છે કે તમે અ-
મારી જીંદગી બચાવી, તેથી તમને અમારી મીજલસના

આનંદમાં ભાગ આપવો જોઈએ. તમે મારી દીકરી ફેતી-માની જન્મગાંઠને દિવસે અત્રે પધારજો, હું તમને જે છજા-વટીમાંથી બાગમાં નજર પડેછે ત્યાં બેસાડીશ, અને તમે ત્યાંથી બધો તમાસો જોજો. મહાનસીનીઅરના બાગમાં જેવી *ટ્યુલિપના છોડની ગમત થાયછે તેવીજ ગમત ત્યાં પણ થવાની છે. હું ખાતરી પૂર્વક કહુંછું કે તમાસો જોવા લાયક થશે. વળી મારી ફેતીમાને થોડો વખત બુરખા શિવાયની જોવાની તમને તક મળશે.' હું બોલી ઉઠયો કે 'આજ વાત હું તજી દેવાને સૌથી વધારે ઇચ્છુંછું. જે આનંદથી મારી જીંદગીનું સુખ જતું રહે તેવો આનંદ ભોગવવાને હું ઇચ્છતો નથી. તમે આટલો બધો વિ-શ્વાસ રાખી મારી સાથે વર્ત્યા છો તેથી તમારાથી હું કં-ઇપણ છાનું રાખીશ નહિ. મેં તમારી દીકરી ફેતીમાનો મોહ ઉપજાવે એવો ચેહેરો ક્યારનોએ દીઠેલો છે, અને હું જાણુંછું કે તે વધારે સુખી માણસ સાથે લગ્ન કરવાને બં-ધાઈ ચૂકી છે.' મેં ખુલ્લા દિલથી દમાતઝેડને વાત કહી, તેથી તે મારા ઉપર ઘણો ખુશી થયો હોય એમ માલૂમ પડયું. પણ ટ્યુલિપની ગમતને દિવસે મને છજાવટીમાં એમની સાથે બેસાડવાની વાત પડતી મૂકવાને તે ખુશી નહોતો; તેમજ હું પણ મોહ પમાડે એવી ફેતીમાનો ચેહેરો ફરીથી જોવાને કબૂલ કરવા ખુશી નહોતો. મારા મિત્રે મને એની માગણી કબૂલ કરાવવાને જે જે જાતની દલિલો અથવા શિખામણો એના મનમાં આવી તે બધી કહી. પછી તેણે મારી દ્રઢતાને છુડાવવાનો પ્રયત્ન કર્યો. જ્યારે એનું કંઈ ચાલ્યું નહિ ત્યારે એણે ગુસ્સે થઇને કહ્યું કે, 'સલાદીન ! મને પૂર્ણ ખાતરી થાયછે કે તું મને ઠગે છે, તું બીજી કોઇ સ્ત્રી સાથે સાદી કરવા ઇચ્છે છે, તે વાત

---

* ટ્યુલિપ એ સુશોભિત ફૂલવાળો વિલાયતી છોડછે,

મારાથી છાની રાખવાનો તારો ઈરાદો હોય એમ જણાય છે. વળી તું મને એવું બતાવેછે કે હું તને જે કંઈ આ-પુંછું, તે તું ડહાપણથી નાકબૂલ કરેછે; પણ ખરૂં જોતાં તો તું તેને બેદરકારથી અને તિરસ્કારથી નાપાડે છે. જેવી રીતે એક મિત્રે બીજા મિત્રને ખુલ્લા દિલથી વાત કહેવી જોઇએ તેવી રીતે તમારા મનમાં જે હોય તે શા માટે બોલતા નથી?' દમાતઝેડ જે અત્યાર સૂધી હમેશાં નમ્ર અને વિચારે શિળ સ્વભાવથી મારી સાથે વર્તતો હતો, તેની આંખો ગુસ્સાને લીધે લાલચોળ થઇ ગઇ તેથી તથા આવા અણધાર્યા આરોપથી અચંબો પામી ગુસ્સે થઈ તકરાર કરી, માટે તેને તજીદેવાનું મારા મનમાં આવ્યું. પણ એકવાર દોસ્તી તૂટી તે ફરી બંધાવી મુશ્કેલ છે; એવા વિચારથી મેં મારો મિજાજ નરમ પાડી દીધો. મેં કહ્યું કે, 'ભાઈ! આપણે આ બાબતપર કાલે વાતચોત કરીશું. આપ હાલમાં ગુસ્સેછો તેથી મારી વાત ખરી છે એમ આપ માનવાના નથી, પણ જ્યારે શાંત થશો, ત્યારે આપને ખાતરી થશે કે મ આપને ઠગ્યા નથી, તથા દુઃખજનક ફેતીમાનું મૂખ જોવું તજી દેવામાં મારાથી બની શકે તેટલી ડહાપણ ભરેલી યુક્તિઓ કરી, મારૂં પોતાનું સુખ મેળવવા શિવાય મારો બીજો કંઇ પણ ઇરાદો નથી; અને મને બીજી કોઈ પણ સ્ત્રી ઉપર ભાવ નથી.' પછી મારા મિત્રે મને ભેટીને, અને જે રૂપ એણે પ્રથમ મારી દૃઢતા તાણી જોવાને ધારણ કર્યું હતું તે રૂપ બદ-લીને, મને કહ્યું, 'જા, સલાદીન! ફેતીમાએ તારીજ છે.' મેં મારી ઇંદ્રિઓને ખરી માની નહીં. હું મારી ખુશાલી ખુલ્લી રીતે દેખાડી શક્યો નહીં. તે વેપારીએ કહ્યું 'હે મારા મિત્ર! મેં તારા ડહાપણની બરાબર પરીક્ષા કરી છે, તેમાં તું જીત્યો છે, માટે મારી દીકરી હું તને ખુશીથી પરણાવું

છું, અને મને ખાતરી છે કે તું એને સુખી કરીશ. એ વાતતો ખરી છેકે મારા મનમાં ફેતીમાને જથાવાળા મોટા કુટુમ્બમાં પરણાવવી એવું હતું. મકસદના પાદશાહે એને માટે માગું મોકલ્યું હતું, પણ મને ખાનગી રીતે તપાસ કરતાં એમ માલૂમ પડ્યું કે એને હદપાર અફીણ ખાવાની ટેવ પડી ગઈ છે; અને જે માણસ અડધો દિવસ નીશાના જોરથી ગાંડો રહેતો હોય અને બાકીનો વખત બેભાન મૂર્ખ રહેતો હોય તેવાની સાથે હું મારી ફેતીમાને કદી પરણાવનાર નથી. મને પાદશાહ ચીડાઇને કશું કરી શકનાર નથી. કારણ કે મારે મુખ્ય પ્રધાન સાથે ખરેખરી દોસ્તી છે, તેથી તે એ પાદશાહને પોતાની સદસદ્શક્તિથી વિચાર કરવાને તથા પોતે જે નિરાશાને પાત્ર છે તે નિરાશાને તાબે થવાને ફરજ પાડશે. 'સલાદીન! ટ્યુલિપની ગમત જોવાને તને હવે કંઇ હરકત છે?' મેં તે વેપારીને જવાબમાં પગે પડી, તેના ઘૂંટણે ભેટવા શિવાય બીજું કંઈ કહ્યું નહીં. ટ્યુલિપની ગમતનો દિવસ આવ્યો, ને તેજ દિવસે મેં મોહ પમાડે એવી ફેતીમા સાથે લગ્ન કર્યું. જો કે એની સાથે લગ્ન થયે ઘણાં વર્ષ થઈ ગયાંછે તોપણ હજું હું એને તેજ ખૂબસુરત ફતીમા ધારૂંછું. તે મારા અંતઃકરણની ખુશી અને મગરૂરી ઉત્પન્ન કરનારી છે, અને અમારા અન્યોઅન્ય પ્યારને લીધે અત્યાર સૂધીમાં જે મારી જીંદગીના બનાવોથી હું ભાગ્યશાળી કહેવાયો છું, અને મને જે સુખ મળ્યું છે, તે કરતાં પણ વધારે હાલ સ્વર્ગનું સુખ ભોગવુંછું. મારા સસરાએ હાલમાં હું જે ઘરમાં રહુંછું તે ઘર આપ્યું, તથા સઘળો વારસો લખીઆપ્યો. આથી હું ધારતો તે કરતાં પણ વધારે પૈસા મારી પાસે થયા, અને મારી દોલતથી બીજાઓને મદદ કરવાને મને હમેશાં સાધન મળી આવતાં, તેથી હું તેમને ધિક્કારવાનો ઢોંગ ધારણ કરી શકતો નહોતો.

મારે મારા ભાઈ મુરાદને મારા સુખમાં ભાગ લેવા અને તેનાં સંકટ વિસારી દેવાને શિખામણ દેવી જોઇએ તેમાં ફતેહ પામું, ત્યારે સમજીશ કે હું પૂર્ણ સુખીછું. વળી સલાદીને પોતાના વહાલા ભાઇને કહ્યું કે 'સુલતાનાનો તખ્તો તથા તમારો ચંબુ એ બન્ને ફૂટી ગયાં છે તેને માટે આપણે કેટલાંક સાધનોનો વિચાર કરવો એટલે બસ."—

"સુલતાને પોતાનો વેપારીનો વેશ કાઢી નાખીને અને પોતાનો બાદશાહી પોશાક અંદર પેહેર્યો હતો તે બતાવીને મોટેથી બોલી ઉઠયો કે 'સુલતાનાનો તખ્તો તથા મારો ચંબુ ભાગી ગયાં છે તેને માટે હવે વધારે વખત સૂધી વિચાર કરો નહીં.' 'સલાદીન! તમારી જીંદગીનો વૃત્તાંત તમારે મોંઢેથી સાંભળી હું ઘણો ખુશી થયોછું.' હે વજીર ! હું કબૂલ કરૂંછું કે આપણે જે દલિલ કરતા હતા તેમાં મારી ભૂલ છે. ભાગ્યશાળી સલાદીન અને ભાગ્યહીણ મુરાદનો વૃત્તાંત તમારા અભિપ્રાયને મળતો આવે છે કે, 'માણસ જાત ઉપર નસીબ કરતાં ડહાપણ વધારે અસર કરેછે.' સલાદીનની ફતેહ અને સુખ તેના ડહાપણને લીધેજ તેને મળ્યાં છે એમ માલૂમ પડે છે. એના ડહાપણથી આખું કાન્સ્ટાન્ટીનોપલ આગ અને ચેપી રોગના પંજામાંથી બચી ગયું છે. જો મુરાદનામાં એના ભાઈ જેવું ડહાપણ હોત તો પોતે જે રોટલી બનાવી નહોતી તે રોટલી વેચવાને માટે પોતાનું માથું ખોવાનો વખત આવત નહીં, તેમજ વીંટી ખોળવાને માટે જેરબંધનો માર ખમવો પડત નહીં, અથવા એક લશ્કરની ટુકડીએ એને લૂંટી લીધો હોત નહીં, અથવા બીજી ટુકડીએ બંદૂકનો પ્રહાર પણ કર્યો હોત નહીં, તેમજ તે રેતીના રણમાં ભૂલો પડત નહીં, અથવા યાહુદીથી ઠગાત નહીં. વળી વહાણને આગ પણ લગાડત નહીં, અથવા કોલેરાના ચેપી રોગથી સપડા-

યો હોત નહીં, તથા તે રોગ કેદીઓમાં ફેલાવ્યો હોત નહીં. વળી સુલતાનાના તખ્તામાં લૂંગારાને બહાને પોતાનો ચેહેરો જોઈ, તે તરફ દોડતો ગયો હોત નહીં; અથવા પોતાની જીંદગીનો અંત ચીનાઈ ચંબુ ઉપર લખેલા ફકરા ઉપર આધાર રાખે છે એમ માનત નહીં; અથવા પોતાનો ચંબુ ગરમ પાણીએ ધોવાથી ભાગી નાખ્યો હોત નહીં. આ ઉપરથી ભાગ્યહીણ મુરાદને બદલે **મૂર્ખ મુરાદ** કહેવાવા દો, અને સલાદીન જે નામને યોગ્ય છે તે **ડાહ્યો સલાદીન** એવું કહેવાવા દો. "

બીજા રાજા જેઓ પોતાને કોઈ દિવસ ભૂલતા ધારે નહિ, અને પોતાના વજીરનું કહેવું ખરૂં હોય તથાપિ તેનું માથું કાપી નાખ્યા વગર રહે નહિ, તેવાઓથી તદન ઉલટો આ સુલતાન ઉપર પ્રમાણે બોલ્યો. ઈતીહાસ ઉપરથી એમ જણાઇ આવેછે કે સુલતાને સલાદીનને પાદશાહ બનાવવાનું અને એક પ્રાંતનું રાજ્ય આપવાનું કહ્યું, પણ ડાહ્યા સલાદીને એ કબૂલ કરવાને નાખુશી બતાવી, અને કહ્યું કે, 'મને આથી સંતોષ છે, અને હું આવીજ સ્થિતિમાં પૂર્ણ સુખીછું. જ્યારે આવી સ્થિતિ હોય ત્યારે તે બદલવી એ મોટી મૂર્ખાઈ છે, કારણ કે માણસને સુખ કરતાં કંઈ વધારે મળવાનું નથી.' મૂર્ખ મુરાદનું શું થયું તે કોઈને બરોબર ખબર નથી. ફક્ત એટલું જાહેર પડેલું છે કે તેને હમેશાં '*ટેરીઆકી'માં જવાની આદત પડી ગઈ હતી. એક દિવસ અફીણ વધારે ખાધું તેથી તે મરી ગયોએમ સાક્ષી મળી આવેછે.

સમાપ્ત.

*કાન્સ્ટાન્ટીનોપલમાં અફીણિયાના બજારને 'ટેરીઆકી' કહેછે

# *उपकारनी बलिहारी.

## ( वार्ता २ ७. )

જેમેઇકા બેટમાં બે જમીનદાર રહેતા હતા. તેમાં એકનું નામ મી. જેફેરીઝ હતું અને બીજાનું નામ મી. એડ-વર્ડસ હતું. તેમના ગુલામો ઉપર દેખરેખ રાખવાની રીતભાત એકબીજાથી તદ્દન જૂદાજ પ્રકારની હતી.

મી. જેફેરીઝ એમ ધારતો હતો કે 'સીદી લોક ઉપકારની બુજ ન જાણે એવા ઉતરતી પંક્તિના માણસ છે. તેઓ કપટી હોયછે તથા પોતાના સ્વભાવિક આળસમાંથી જોરજુલમ કર્યા શિવાય જાગૃત થાય તેવા નથી.' તે પોતાના ગુલામો ઉપર સખ્તાઈ રાખતો, ને ખરૂં કહીએ તો તે ગુલામો ઉપર દેખરેખ રાખનારાઓને તેમનાપર સખ્તાઈથી વર્ત્તવા દેતો. મી. જેફેરીઝ નિર્દય સ્વભાવનો માણસ નહોતો, પણ અવિચારી અને ઉડાઉ હતો. તે એવા તરેહવાર સ્વભાવનો હતો કે હમેશાં પોતાના ક્ષેત્રોમાં સુંદર પાક થાય અને સુંદર વસ્તુ આવે એવાજ વિચાર કર્યા કરતો. કમનસીબે કંઇ અકસ્માત બનતો તો તેને માટે દરગુજર કરવા જેટલું એનામાં ડહાપણ નહોતું. તે પોતાના *ઓવરસીઅરને કહેતોકે હું તારી પાસેથી બહાનાંની આશા નથી રાખતો, પરન્તુ ઉપજની રાખુંછું. દુરાન્ત નામનો ઓવરસીઅર ગુલામો પાસે તેમના ગજા ઉપરાંત મેહેનત કરાવવાને જુલમ ભરેલી અતિ નિર્દય અને જંગલી રીત વાપરવા જરા પણ આચકો ખાતો નહીં. ધીરેધીરે એના ઘાતકીપણાની ફરિયાદો એના શેઠને કાને પડતી ગઈ. જોકે મી. જેફેરીઝને ક્ષણભંગુર દયા આવતી, તોપણ તેના ગુન્હાની

---

* દેખરેખ રાખનાર.

તપાસ માટે એના મનમાં કંઇ આવતું નહીં. તે આનંદી મીજલસમાં ઉતાવળથી જતો રહેતો. ને દુઃખદાયક વિચારોને દારૂમાં ગરક થઇ ભૂલી જતો. આ વર્ષમાં એને ઘણું દેવું થઈ ગયું હતું. તેથી હમેશાંના કરતાં વધારે પાક ઉત્પન્ન કરવાને અત્યાતુર થઇ પેલા ઓવરસીઅરને તેનાથી બને તેટલો પ્રયત્ન કરવાને આગ્રહ કર્યો હતો.

આ ગરીબ ગુલામો જ્યારે મી. એડવર્ડસના ગુલામોની સાથે પોતાની સ્થિતિ સરખાવતા ત્યારે તેમના કરતાં પોતે ઘણા અભાગિયા છે એમ ધારતા. એ સદ્‌ગૃહસ્થ પોતાના ગુલામો ઉપર જેટલી બની શકે તેટલી માયા અને દયા રાખતો. તે એમ ઇચ્છતો હતો કે દુનિયામાં ગુલામગીરી નહોય તો ઘણું સારૂં, પરંતુ જે માણસોએ એ વિષે સારૂં મનન તથા તપાસ કરી હતી તેમની સાથે દલિલ કરવાથી એને ખાતરી થઇ હતી કે સીદીઓને ઓચિંતી છૂટ આપવાથી તેઓ પોતાનાં દુઃખ ઘટાડવાને બદલે ઉલટાં વધારશે. તેથી તેણે પોતાની હિતેચ્છાને સદસદ્ વિચાર શક્તિની હદમાંજ રાખી. કોઈપણ તરેહનો ગભરાટ તથા ઉલટપાલટ ન થાય તેવીજ યુક્તિપ્રયુક્તિઓ તેમના સુધારા માટે કામે લગાડી. દાખલા તરીકે 'તેના સીદીઓને દરરોજ મન કબૂલ કરે તેવું અને નિયમિત કામ કરવાનું હતું.' જ્યારે તેઓ એ કામ પૂરૂં કરી રહેતા ત્યારે તેમને પોતાનો વખત ફક્ત પોતાનાજ લાભમાં અગર મોજશોખમાં ગુજારવાને પરવાનગી મળતી. જો પોતાના શેઠનું કામ વધારે વખત સુધી કરવાની તેમની ઇચ્છા હોય તો તેમને બાકીના કામને માટે નિયમ પ્રમાણે મજૂરી આપવામાં આવતી હતી. આ ઈનામથી (આ મજૂરીને તેઓ ઇનામ તરીકે ગણતા હતા.) ગુલામોપર ઘણી સારી અસર થઇ હતી. જેઓ બીકના દબાણના જુલમ નીચે

હોયછે તેમને જે કામ બનવું અશક્ય લાગે તે કામ જેઓ આશાથી* ઉસ્કેરાએલા હોયછે તેઓ સારી રીતે કરી શકે છે. મી. એડવર્ડસે જે રોજી આપવાની કબૂલ કરી હતી તે પ્રમાણે નિયમસર અપાય છે કે નહિ, તેની તે દરરોજ તપાસ રાખતો. તેની પાસે અબ્રાહામએલી નામનો હુંશિયાર ઓવરસીઅર હતો. આ માણસ નમ્ર પણ દૃઢ સ્વભાવનો હતો. એ ફક્ત પોતાના શેઠનો લાભ ઇચ્છતો એટલુંજ નહિ, પણ તેની સાથે પોતાના સદ્ગુણ ઉપર પણ વિચાર કરતો. તેથી તે સીદીઓ ઉપર, અણહદ પેદાશ ઉત્પન્ન કરવાને જુલમ કરવા કરતાં, પોતાના દયાળુ વિચારોને અનુસરીને વર્તવા વધારે આતુર હતો. દરેક સીદીને પોતાના ઘર આગળ પસાયતાની જમીન તરીકે કેટલોક ભાગ આપેલો હતો, અને અઠવાડિયામાં એક દિવસ ત્યાં ખેડ કરવાને પરવાનગી આપેલી હતી. જેમેઈકા બેટમાં એવો ધારો છે કે ગુલામોને પસાયતાની જમીન આપવી, ને તે ખેડે તેનો લાભ ફક્ત તેજ લે. પણ એવું ઘણી વખત બનેછે કે જ્યારે કોઈ ભલો સીદી પોતાના પસાયતાની જમીનમાં સારી રીતે સુધારો કરે અને પોતાના પૈસાથી ઘર બંધાવે, પછી પોતાના ઉદ્યોગનું ફળ ભોગવવા માંડે, ત્યારે તે પરગણાનો નાજર તેના ઉપરીના દેવાને પેટે આપવા તે સીદીની મેળવેલી માલમિલકત છીનવી લેછે, તથા તેને તેની બૈરી છોકરાંથી જોરજુલમ કરી છૂટો પાડેછે. તેની જાહેર હરાજી કરી કોઇ વટેમાર્ગુને વેચાતો આપી દેછે, અથવા એની દુઃખદાયક જીંદગી પૂરી કરવાને મેકસીકોની ખાણોમાં મોકલીદે છે, જ્યાં સૂર્યનું અજવાળું કદી જોવામાં આવતું નથી. આ બધું તેણે કાંઇ ગુન્હો અથવા અવિવેક કર્યા શિવાય અથવા કરવાનો ઈરાદો કર્યા શિવાય બનેછે. કારણ ફક્ત એટલુંજ કે તેનો શેઠ

અભાગિયો છે, તેને માટે એને શિક્ષા ખમવી પડેછે.

મી. એડવર્ડસના સંસ્થાનના સીદીઓ ઉપર કદી આવા જંગલી અન્યાયનો ઉપયોગ થતો નહિ. તે પોતાની ઉપજ કરતાં કોઈ દિવસ વધારે ખર્ચ કરતો નહિ, તે અવિચારી સામા પડતો નહિ. તેમજ કદી દેવું પણ કરતો નહીં; તેથી તેના ગુલામોને નાજર પોતાની મિલકત દબાવી પડશે એવો જરા પણ ડર રહેતો નહીં. તેમની માલમિલકત, તેમના શેઠના ડહાપણથી તેમજ ઉદારતાને લીધે સહીસલામત હતી. એક દિવસે સવારમાં મી. એડવર્ડસ જ્યાં પોતાના અને મી. જેફેરીઝના સંસ્થાનની હદ મળતી હતી, તે બાગમાં ફરતો હતો, ત્યારે એને થોડેક છેટેથી દુઃખનો પોકાર સંભળાયો હોય એમ લાગ્યું. જેમ જેમ તે મી. જેફેરીઝના સંસ્થાનની સીમા આગળ એક ઝુંપડું હતું તેની નજીક આવતો ગયો તેમ તેમ દિલગીરીનો પોકાર મોટેથી સંભળાવા લાગ્યો. આ ઝુંપડામાં મી. જેફેરીઝના તાબામાં જેટલા ગુલામો હતા તેમાં જે સૌથી સારો સીઝર નામનો ગુલામ હતો તે રહેતો હતો. એ એટલો બધો ઉદ્યોગી અને મેહેનતુ હતો કે તેને દુરાન્ત નામનો ઓવરસીઅર જોકે સખ્ત કામ સોંપતો, તોપણ તે કામમાંથી મુક્ત થઈ પોતાના પસાયતાની જમીન એટલી બધી સારી રીતે સુધારી એડવાને સાધનો ખોળી કાઢતો કે એવી જમીન એના આખા સંસ્થાનમાં બીજે કોઇપણ ઠેકાણે જોવામાં આવતી નહિ. મી. એડવર્ડસ આ ગરીબ માણસના ઉદ્યોગનાં ઘણીવાર વખાણ કરતો. હમણાં સીઝર શા દુઃખમાં ફસાયો છે તેની તપાસ કરવાને તે તાકીદથી ગયો. જ્યારે તે ઝુંપડા આગળ આવી પહોંચ્યો ત્યારે તેણે તેને અદબ વાળીને જમીન તરફ એકી નજરે જોતો દીઠો. ત્યાં એક યુવાન ખૂબસુરત સ્ત્રી અનહદ રડતી હતી. જ્યારે

તે ડુરાન્ત ઓવરસીઅરને પગે પડી, ત્યારે ડુરાન્તે તેના તરફ ગુસ્સા ભરેલા ચહેરાથી જોઈને કહ્યું કે, 'એણે જવુંજ જોઈએ; હે સ્ત્રી ! હું તને કહુંછું કે તેણે જવુંજ જોઈએ. આ નકામી માથાકૂટે શું વળવાનુંછે?' જેવો ઓવરસીઅરે મિ. એડવર્ડસને જોયો તેવોજ તેનો ચહેરો એકદમ બદલાઈ ગયો, અને જાણે તે સ્ત્રીપર તેને દયા આવતી હોય એવી વિવેકી મૂખમુદ્રા કરી દીધી. તે કંગાલ સ્ત્રી ઝુંપડાના છેક અંદરના ખૂણામાં ભરાઈ ગઈ ને રડવું જારી રાખ્યું. સીઝર જરાપણ હાલ્યો નહિ. ડુરાન્તે કહ્યું, "સાહેબ ! સીઝરની હરાજી થાય છે, તે શિવાય બીજું કંઈ નથી, અને આ સ્ત્રી વિલાપ કરેછે તેનું પણ એજ કારણ છે તે બંને પરણવાનાં હતાં, પણ મ ક્લેરાને કહ્યું કે અમે તારે માટે બીજો સારો વર ખોળી કાઢીશું. આપ જાણો છો કે સાહેબ! મેં એને પ્રથમથીજ એ પ્રમાણે કહ્યું કે તું ધીમે ધીમે દુઃખમાંથી મુક્ત થઈ સુખી થઇશ." ક્લેરાએ કહ્યું, 'કદી નહીં;—કદી નહીં!' 'સીઝરને હરાજીમાં કોણ રાખે છે ને કેટલી કિમ્મત આપે છે?' ડુરાન્તે હસીને જવાબ આપ્યો કે "જેને ખરીદ કરવો હોય તે; અને જેટલી કિમ્મત તેની ઉપજે તેટલી કિમ્મતે. નાજર અહીંઆંજ છે, તેણે એને દેવા માટે પકડ્યો છે, અને બજારમાં તેનું જે કરવું હશે તે કરશે." મી. એડવર્ડસે કહ્યું, 'ગરીબ માણસો! જેણે ઘર બાંધ્યું અને બનાનસના છોડ રોપ્યા તે સઘળું શું તેને તજવું પડશે!' સીઝરે આ સાંભળી હમણાં પહેલીજ વારનું ઉંચું જોયું, ને મી. એડવર્ડસના સામું થોડીક વાર ટગરટગર જોયા પછી કંઈ માગતો હોય એવા ચહેરાથી પણ વધારે હિંમતવાળા દેખાવથી તેની સામો ફર્યો ને કહ્યું કે, 'તમે મારા શેઠ થશો? તમે ત સ્ત્રીના શેઠ થશો ! અમને બંનેને ખરીદ કરો. તમારે પસ્તાવો કરવો

પડશે નહિ. સીઝર નિમકહલાલીથી નોકરી બજાવશે.' આવા શબ્દ સાંભળી કલેરા કૂદીને એકદમ બહાર આવી, ને બે હાથ જોડીને કહ્યું કે, 'સીઝર તમારી નોકરી નિમકહલાલીથી કરશે.'

મી. એડવર્ડસને તેમની આજીજી ઉપરથી દયા આવી, પણ તેમને પોતાનો ઇરાદો જાણવા દીધો નહીં. તે એકદમ મા. જેફરીઝ પાસે ગયો. તે આ વખતે કાફી પીતો પલંગમાં સુઈ રહ્યો હતો. જેવું મી. એડવર્ડસે પોતાનું આવવાનું કારણ કહ્યું તથા સીઝરને માટે દિલગીરી બતાવી કે તુરત જ મી. જેફરીઝે બૂમ પાડી કહ્યું કે, "હા! ગરીબ માણસ! મને તેના ઉપર મારા અંતઃકરણના છેક તળીઆથી દયા આવે છે, પણ હું શું કરૂં ! મેં તે બધું કામ ડુરાન્તને સોંપ્યું છે. ડુરાન્ત કહે છે કે એને નાજરે પકડ્યો છે, અને હવે એ વાતનો અંત આવ્યો છે. તમે જાણોછો કે પૈસાતો લેવાજ જોઇએ, વળી દેવાને માટે બીજા કોઈ ગુલામને વેચું તે કરતાં સીઝરને વેચું એ કંઇ ખોટું નથી. જાણે આવું કોઈ દિવસ પેહેલાં બન્યું ન હોય તેમ આ બાબતપર વાત કરવાને તમને અચંબો કેમ લાગે છે ? જેમેઇકામાં દરરોજ જેવા બનાવ બનેછે તેવો શું આ નથી!" મી. એડવર્ડસે જવાબ આપ્યો, 'તેજ ખરાબ છે તો.' મી. જેફરીઝે કહ્યું, 'મને ખાતરી છે કે તેમને માટે એ ખરાબ છે; પણ આખરે તેતો ગુલામ ! અને તેમની સાથે તેજ પ્રમાણે વર્તવું જોઇએ. મેં સાંભળ્યું છે કે સીદીલોકો પોતાના દેશ કરતાં અહીંઆં આપણી સાથે હજારગણે દરજ્જે સુખી છે.' 'સીદી લોકોએ તેમની મેળે આવું તમારે મોઢે કહ્યું !' નાજી ! પણ સીદીલોક કરતાં જેઓ વધારે જાણીતા છે તેઓએ મને કહ્યું. એમ છતાં ગુલામો તો હોવાજ જોઇએ. કારણ કે 'આપણને ગળી,

શેરડીનો દારૂ, તથા ખાંડ તેમનાથી પુષ્કળ થાયછે.' આપણે કુદરતી રીતે એમ ધારીએ કે દુનિયાના લોકને શેરડીનોદારૂ, ખાંડ, અને ગળી વગર ચાલે નહીં તો ગુલામો જેમ નિપજ કરી શકે છે તેમ શું સ્વતંત્ર ખેડુતો નહીં કરે ! 'જો આપણે ગુલામો ખરીદ કરવાને બદલે સીદીઓને કામ કરવા માટે રોજે બોલાવીએ તો તમે ધારો છો કે તેઓ હાલ જેટલું સારૂં કામ કરેછે તેટલું કામ નહીં કરે ! કોઈ પણ સીદી ઓવરસીઅરની બીકથી પોતાને તથા પોતાના કુટુમ્બ માટે કામ કરનાર **બરમીંગહામ** ના કામચલાઉ મજૂર અથવા **ન્યુકાસ્ટલ** ની ખાણોમાં કામ કરનાર મજૂર કરતાં પણ વધારે સખ્ત મેહેનત કરે છે?' 'તે વિષે મારે વિચાર કરવાની જરૂર નથી. મારા ધારવા પ્રમાણે તો જો વેસ્ટ ઇન્ડિયાનું સંસ્થાન વસાવનારા લોકો ગુલામો ન રાખે તો તેઓ ચિંથરેહાલ થઈ જાય, અને હું પણ વેસ્ટ ઇન્ડિયાનું એક સંસ્થાન વસાવનાર છું.' 'હું પણ તમારા જેવોજછું; તોપણ હું નથી ધારતો કે આ કામમાં તેમના(વેસ્ટ ઇન્ડીયાનું સંસ્થાન વસાવનાર) એકલાનાજ લાભ તરફ નજર રાખવી જોઇએ' 'સુભાગ્યે તેમના ફાયદાઓનું રક્ષણ દેશના કાયદાઓને લીધે થયેલું છે. જો કે તેઓ પૈસાદાર છે, ગોરા છે, અને સ્વતંત્ર છે, તોપણ એક ગરીબ કાળા ગુલામને આપણા સંસ્થાનમાંના કોઈ પણ સંસ્થાન ઉપર જેટલો હકછે તેટલોજ તેમને છે.' 'આપણને કાયદાને આધારે હક મળેલાછે' પણ તેથી ઉલટુંજ થવું જોઇએ; એટલે હક જોઈને કાયદા બંધાવા જોઈએ.' 'સુભાગ્યે આપણે માટે આટલા ઊંડા ઉતરવાની જરૂર નથી. જો તમારી ઇચ્છા વેપાર કાઢી નાખવાની થતી હોય તો તમે તેમ કરી શકવાના નથી. ગુલામો બેટોમાં છાનામાના પણ મોકલવામાં આવશે' 'જો તેમને કોઈ ખરીદ

કરે નહીં તો પછી શું ચાલે ? તમે જાણતા હશો કે તમારાથી ઇંગલાંડમાં ગુલામો છાનામાના લેઈ જઇ કે ત્યાંથી લાવી શકાય નહીં. ગુલામ જેવો ઇંગ્લાંડની ધરતીપર પગ મૂકેછે કે તુરત સ્વતંત્ર થાયછે. કીર્તિમાન હક! શા માટે તે દરેક રાજ્યમાં અમલમાં આવવો ન જોઇએ ? જો હવે પછી આ ટાપુઓમાં ગુલામોને લાવવાને કાયદાની રૂઇએ અટકાવ થાય તો વેપાર બંધ થવોજ જોઇએ. તે જાહેર થયા વગર રેહેજ નહીં. કોઈ પણ માણસ ગુલામોને દારૂ અથવા ફીતની માફક છાનામાના લાવી અથવા લેઇ જઈ શકે નહીં.' મી. જેફ્રીઝે થોડીક અધીરાઇથી જવાબ આપ્યો. "ઠીક! ઠીક ! હજી સૂધી કાયદો આપણા પક્ષમાં છે. હું અથવા તમે એકલા આ બાબતમાં કંઈ કરી શકવાના નથી." 'હા ! આપણે થોડુંક કરી શકીશું, તે એકે આપણા સીદીઓને બને તેટલા સુખી કરવાને મેહેનત કરી શકીએ.'

'એ માણસોની વ્યવસ્થા કરવાનું કામ મેં ડુરાન્તને સોંપ્યુંછે.' 'જેને માટે તેઓ ફરિયાદ કરેછે તે આજ બાબત છે. જૂના ઓળખાણને લીધે મેં આપને ખુલ્લેખુલ્લું કહી દીધું તેને માટે માફ કરશો.' 'અરે ! એથી હું તમારો ઘણો આભાર માનુંછું. હું દરેક ચીજથી ખુલ્લાપણું વધારે ચાહુંછું ! ખરૂં પૂછાવો તો મેં પણ ડુરાન્તની સખ્તાઈ વિષે બૂમો સાંભળી છે, પણ મેં તેના તરફ આંખઆડા કાન કરવા એવો નિશ્ચય કર્યોછે. કારણ કે હું જાણુંછું કે એમ કર્યા શિવાય એ લોકો પાંશરા થવાના નથી. તમે સીદીઓના પક્ષમાં બોલો છો, પણ તમારે એટલું તો જાણવું જોઇએ કે તેઓ સ્વાભાવિક રીતેજ આપણા કરતાં ઉતરતી પંક્તિના માણસો છે, તમે જેવી રીતે ગોરા લોકની વ્યવસ્થા

કરોછો, તેવીજ રીતે તેમની બન્વસ્થા કરવી એ નિષ્ફળ છે. તમારી ઇચ્છામાં આવે તેમ સીદીઓને માટે કરો, તોપણ તેમને જેવી પેહેલી તક મળશે કે તુરત તમને તેઓ છેતરશે. તેઓની શી કહેવત છે તે તમને ખબર છે ? 'જે ચીજ ગોરા ભુલી જાય છે તે ચીજ પરમેશ્વર કાળા લોકને આપે છે.' મી૦ એડવર્ડસે આ કંઇપણ સંબંધ શિવાયના વિચારોનો જવાબ આપ્યો નહિ; પણ કંગાલ સીઝરને દુઃખમાંથી છૂટા કરવાની વાત કાઢી, તેની તથા કલેરાની નાજરને બજારમાં જેટલી કિંમત ઉપજે તેટલી કિંમતે તે બન્નેને ખરીદ કરવાને કહ્યું. મી. જેફ્રીઝે જે લોકોને પોતાની જાતથી જૂદીજ જાતના ગણ્યા હતા તેના સુખ માટે પોતાના પાડોસીએ જે માગણી કરી તે માગણી અતિશય માનપૂર્વક પણ અત્યંત બેદરકારેથી કબૂલ કરી. તેણે કહ્યું, આથી વધારે શું જાઇએ ! જે સદ્ગ્રહસ્થને માટે હું આટલું બધું માન ધરાવું છું તેને આભારી કરવાનું મારી સત્તામાં છે એમ જાણી હું ખુશી થાઊંછું. મી. એડવર્ડસે નાજર સાથે કરાર જલદીથી કરી લીધો; અને બે ગુલામોની બજારમાં જે કિંમત ઉપજતી હતી તે કરતાં થોડાક *ડાલર ખુશીથી વધારે આપ્યા. જ્યારે સીઝરે અને કલેરાએ સાંભળ્યું કે, અમારો વિયોગ થવાનો નથી, ત્યારે તેમણે પોતાની જૂદી જૂદી વર્તણુક પ્રમાણે તેમનામાં જે પ્યાર અને નમ્રતા હતાં તે ખાસ પ્યાર અને નમ્રતાથી પોતાની ખુશી અને આભાર બતાવ્યો. કલેરાએ બોઈ જાતની સીદણ હતી, અને સીઝર કોરોમાન્ટીન જાતનો સીદી હતો. બોઇ જાતના સીદી લોકો નમ્ર, હસમુખા, અને બીકણ હોય છે, અને કોરોમાન્ટીન જાતના

---

* એક ડાલર રૂ૨—૨—૮ ની બરોબરછે.

સીદી લોક ભોળા, નિર્ભય, લડાયક અને બહાદૂર હોય છે. મી૦ એડવર્ડસ પોતાના નવા ગુલામોને પોતાની સાથે ઘેર તેડી ગયો; અને પોતાના ખેપલી નામના ઓવરસીઅરને તેમને માટે પસાયતાની જમીન કાઢી આપવા તથા તે વખતે જે ઝુંપડું સારા ભાગ્યે ખાલી થયેલું હતું તે રહેવા આપવા કહ્યુ. તેણે સીઝરને કહ્યું, 'હે મારા ભલા મિત્ર! તમે હવે જે કંઇ કમાશો તે તમારી પાસેથી છીનવી લેવામાં આવશે, અથવા તમારા શેઠ તમને કદી પણ પોતાના દેવાને પેટે વેચશે એવો ડર રાખ્યા શિવાય તમારાથી બને તેટલું કામ કરો.' મી૦ એડવર્ડસે પોતાના તાબાના ઓવરસીઅરની તરફ ફરીને કહ્યું, 'હું જે તેમને કહું છું તે તેઓ સમજતાં ન હોય તો તમે સમજાવજો.' મી૦ એડવર્ડસે જે કહ્યું તે સઘળું સીઝર બરાબર સમજ્યો હતો, પણ આ વખતે એના મનમાં એટલી બધી લાગણી થઈ હતી કે તેનો ઉપકાર માનવાને એક પણ શબ્દ તેને જડ્યો નહિ; ને જેમ કોઈ માણસ બેભાન થયો હોય તેમ ઉભો થઈ રહ્યો. માયાળુપણાનો સ્વાદ એણે આ પ્રથમજ ચાખ્યો હતો, તેથી એના ઉમદા અંતઃકરણપર સજ્જડ અસર થઈ. જ્યારે 'મારા ભલા મિત્ર, આ શબ્દ તેણે સાંભળ્યા, ત્યારે તેની આંખમાંથી દડદડ હર્ષનાં આંસુ વહેવા માંડ્યાં. આટલાં આંસુ કોઈપણ જાતના દુઃખથી વહી શકે નહિ. ઉપકારવૃત્તિથી તેનું હૃદય છલકાઈ જવા માંડ્યું. તેણે એકાંતમાં જવા ઇચ્છ્યું કે જેથી પોતાનો ઉભરો બરાબર કાઢી શકે.

જ્યારે સીદીઓને દરરોજની મજુરી કરવા બોલાવવાનો શંખ વાગ્યો ત્યારે તે બહુ ખુશી થયો કે 'હવે શરીરની મહેનતથી મારા મનના વિચારો કાઢી નાખવાની મને સારી તક મળશે.' તેણે પોતાનું કામ શાંત રીતે કર્યું. તેને

જોઈ અલક્ષપૂર્વક તપાસનાર તે ગાડિયો છે એમ ધારે. ખરૂં જોતાં ક્યારે સાંજ પડે તેને માટે એ આતુર હતો; કારણ કે તેના મન ઉપર જે બોજો પડેલો હતો, તેમાંથી તે મુક્ત થવા ઈચ્છતો હતો. મી. જેફેરીઝના સંસ્થાનનો ઓવરસીઅર ક્રુરાંત નિર્દયતા વાપરતો હતો, તેથી તેના સંસ્થાનપરના ગુલામો ઘણા ઉશ્કેરાયલા હતા. તેઓ સઘળાએ મળી એક કાવતરૂં કરી, તે સંપૂર્ણ રીતે ગુપ્ત રાખ્યું હતું. તેમનો ઇરાદો બેટમાંથી દરેક ગોરો પુરૂષ, સ્ત્રી, અને છોકરાંનું જડમૂળ કાઢી નાખવાનો હતો. તેઓની યુક્તિઓ પૂર્ણ કાવતરાથી રચવામાં આવી હતી. સીદી લોકોને નિરાશાની સઘળી હિંમતથી તે યુક્તિઓ અમલમાં લાવવાની જરૂર પડી હતી. આ કાવતરૂં મી૦ એડવર્ડસના સંસ્થાનના સીદી લોકો શિવાય બેટના બાકીના બધા સીદીઓના જાણવામાં હતું. હજી સુધી મી. એડવર્ડસના તાબાના સીદી લોકોને આ ભયંકર ગુહ્ય બાબતની ખબર આપી નહોતી; કારણ કે તેમના સ્વદેશીઓ મી૦ એડવર્ડસપર જે પ્રીતિ રાખતા તે પ્રીતિ જોઇ તેઓને આ કાવતરાની વાત કહેવાની તેઓમાં હિંમત અગર વિશ્વાસ નહોતો. કાવતરાખોરનો આગેવાન હેક્ટર નામનો સીદી સીઝરનો ખરેખરો દોસ્ત હતો. તેણે પોતાની સઘળી ઇચ્છાઓ સીઝરને કહી હતી. આ બંને વચ્ચે દોસ્તી ઘણાજ મજબૂત બંધથી બંધાએલી હતી. તેઓની ગુલામગીરી અને દુઃખ એક વખતે ઉત્પન્ન થયાં હતાં, તથા બન્નેને તેમના દેશમાંથી એકજ વહાણમાં બેસાડી આણ્યા હતા. સીદી લોકોમાં આવા બનાવથી તેમની વચ્ચે એટલી બધી પ્યારની ગાંઠ વળી જાયછે કે તે સેહેલથી છોડી શકાતી નથી. પણ સીઝર અને હેક્ટર વચ્ચેની દોસ્તી તો તેઓ કમનસીબના દુઃખથી જોડાયા તે પેહેલાંની બંધાયલી હતી. તેઓ

બન્ને ફોરોમાન્ટીન જાતના ને એકજ રાજ્યના હતા. પોતાના દેશમાંથીજ તેઓને આગેવાનપણું કરી હુકમ કરવાની ટેવ પડી હતી; કારણ કે તેઓ તેમની મેળેજ ઉત્તમ દ્રઢતા અને હિંમતને માટે ખ્યાતી પામ્યા હતા. જેટલી બાબતો નીતિવાળી ગણવાને એમને શિખવવામાં આવ્યું હતું, તેટલી બાબતમાં તેઓ સરખી રીતે ઉંચે દરજ્જે ચઢેલા જણાતા હતા. વેર લેવું એ એક તરેહનો તેઓ સદ્ગુણ ગણતા હતા. વેર એ હેક્ટરનો જુસ્સો હતો, અને સીઝરના મનમાં કેળવણીને લીધે વેર એ એક સિદ્ધાંત હતો. એક એ ફરજ છે એમ ગણતો, અને બીજો ખુશી તરીકે ગણતો. હેકટરને જે જે નુકશાન થયું હતું તે તે એના અંતઃકરણમાં પૂર્ણ રીતે કોરાઈ ગયું હતું. માફી કેમ આપવી તેની એને ખબર નહોતી. સીઝરની મતિ અપમાન કરવા કરતાં માયા દેખાડવામાં વધારે તત્પર હતી. હેકટર દુશ્મનનું જડમૂળ કાઢવામાં પોતાની જીંદગી ખુવાર કરવી પડે તો તે ખુશીથી કરતો, અને સીઝર મિત્રોનો બચાવ કરવામાં જીંદગી ખુવાર કરવી પડે તો તેમ કરવા આનાકાની કરે તેવો નહોતો. હમણા સીઝર ગોરા માણસને પોતાના મિત્ર તરીકે ગણતો હતો. હાલ એ દુઃખદાયક હાલતમાં આવી પડ્યો હતો. અસહ્ય અને ન્યાયી વેરનું મધ્યબીંદુ અત્યાર સુધી જેને તે ધિક્કારવા લાયક જુલમગાર તરીકે ગણતો હતો, તેજ જાતમાંના એક મનુષ્ય તરફની પોતાની ઉપકાર વૃત્તિ તથા પ્યાર સિદ્ધ કરી આપવાનાં હતાં, પરંતુ પોતાના દુઃખની વખતે પોતાના સોબતી સાથે જે દોસ્તીથી તથા સોગન પૂર્વક વચનોથી તે બંધાએલો હતો તે વચ્ચે આડાં આવતાં હતાં.

સીઝર હેકટરને મોઢામોઢ મળવાને ઘણોજ આતુર હતો, કારણ કે તેનો એવો ઇરાદો હતો કે પોતાના નવા

વિચાર જણાવી નાશ કરવાની જે યુક્તિઓ હેકટરે ઠેરવી હતી, તે યુક્તિઓ રદ કરવાને શિખામણ દેવી. મધ્યરાત્રે જ્યારે પોતાના શિવાય, બાકીના બધા ગુલામો ઘસઘસાટ ઉંઘતા હતા, ત્યારે પોતે ઘરમાંથી નીકળ્યો, ને મી. જેફેરીઝના સંસ્થાનમાં જે ઘરમાં હેકટર સૂતો હતો ત્યાં ગયો. હેકટરને સ્વપ્નામાં પણ વેર લેવાના વિચાર આવતા હતા. જે સાદડી ઉપર હેકટર સૂઈ રહ્યો હતો, ત્યાં જેવો સીઝર પહોંચ્યો કે તુરત હેકટર ઉંઘમાં નીચેના શબ્દ બોલ્યો:—'હે આફ્રિકાના પુત્રો! એકેને બચાવો નહીં! એકેને બચાવો નહીં!' તેના ઉપર ચંદ્રનું અજવાળું સારી રીતે પડતું હતું. સીઝરે પોતાના મિત્રનો ચેહેરો ઉંઘમાં પણ વિક્રાળ દીઠો. 'કોઇનો બચાવ કરો નહિ? હા! એકનો બચાવ કરવો પડશે. તે એકની ખાતર બધાનો બચાવ કરવો પડશે,' આ દિલગીરીના પોકારથી હેકટર જાગી ઉઠ્યો. સીઝરે કહ્યું, 'તમને શાનાં સ્વપ્નાં આવતાં હતાં?' હેકટરે કહ્યું, ઉંઘમાં કે જાગૃતાવસ્થામાં મારો આત્મા જેથી સંતોષ પામે છે તેવાં સ્વપ્નાં આવતાં હતાં—વેરલેવાનાં! મારા સ્વપ્નમાંથી મને શા માટે જગાડ્યો? સ્વપ્નું બહુ સુખકારક હતું! 'ગોરા લોક તેમના લોહીમાં આળોટતા હતા!' પણ છાનો રહે! વખતે આપણું બોલવું કોઇ સાંભળશે. સીઝરે જવાબ આપ્યો, 'ના, આપણા શિવાય બધા ઉંઘેછે. જે વાત મારા મનમાં ઘોળાયા કરેછે તે વિષે તમને કહ્યા શિવાય મને નિરાંતે ઉંઘ આવનાર નથી.' તમે મી. એડવર્ડ્સને જોયાછે? 'હા! હાલમાં તારા શેઠછે તેજ એ.' 'તે હમણાં મારો શુભેચ્છક અને મિત્રછે' હેકટર અચંબો અને ગુસ્સાનું વિક્રાળ રૂપ ધારણ કરી એકદમ બોલી ઉઠ્યો, "મિત્ર! તું ગોરાને મિત્ર કહેછે!" સીઝરે દ્રઢતાથી જવાબ આપ્યો, હા. હેકટર! જો તું આ ગોરાને ઓળખે તો

તને પણ એના વિષે મારા જેટલું લાગશે, અને તું પણ હા કહીશ. અરે! આપણે એની જાતના ઘણા માણસો જોયા, તેમાં એ કેવો જૂદીજ તરેહનોછે! આટલા બધા ધિક્કારથી મારી સામેથી ફરી જઇશ નહીં. મારા મિત્ર! ધીરજથી મારૂં સાંભળ! હેક્ટરે જવાબ આપ્યો કે 'જે માણસ રાત દિવસના અંતરમાંજ પોતાના સઘળા ઠરાવ અને પોતાનાં સઘળાં વચન ભૂલી જાય તેવાની વાત હું ધીરજથી લક્ષપૂર્વક સાંભળી શકતો નથી! જે માણસ થોડા નમ્રતાના શબ્દ સાંભળ્યાથી આ દુષ્ટોએ કરેલાં અપમાન અને દુઃખ ભૂલી જાય, તથા તેમાંના એકને પોતાનો મિત્ર કહે, એવાની વાત સાંભળવા હું ખુશી નથી.' સીઝરે હેક્ટરના ગુસ્સાથી ડગ્યા શિવાય મી૦ એડવર્ડસ વિષે ઉપકારના જુસ્સાદારે શબ્દોથી બોલવા માંડ્યુ. તેણે કહ્યું કે, 'આવા શેઠની સામે બળવો કરવા કરતાં પોતાની જીંદગીનો જલદીથી નાશ કરવો એ વધારે સારૂં છે.' તેણે હેક્ટરને પોતાની ઇચ્છાઓ અમલમાં લાવવી બંધ રાખવાને માટે સોગન દીધા, પણ સઘળું ફોકટ ગયું. હેક્ટર માથે હાથ દઇને અને પોતાની કુણીઓ ઢીંચણ ઉપર મૂકીને ચિંતાતુર થઇ ચુપકીથી બેશી રહ્યો. સીઝરનું મન પોતાના મિત્રના પ્યાર તથા પોતાના શેઠના ઉપકાર એ બેની વચ્ચે હીલોળે ચડ્યું હતું ઝઘડો ભારે અને દુઃખદાયક હતો. આખરે ઉપકારનું જોર વધી પડ્યું. તેણે દ્રઢતાથી પોતાનો નિશ્ચય ફરીથી કહી સંભળાવ્યો કે 'મારા શુભેચ્છકની વિરૂદ્ધ દગામાં ભળવા કરતાં હું ખુશીની સાથે મારો ભોગ આપીશ.' હેક્ટરે સામાન્ય કતલમાંથી તેને બાતલ કરવાની ચોખ્ખી ના પાડી. તેણે કહ્યું 'જો તારી ઇચ્છા હોય તો અમને ફસાવ. જેને તું તારો શુભેચ્છક કહે છે, જેને થોડા વખતથી તારો મિત્ર

કર્યાં છે, તેને અમારી ગુપ્ત વાત પહોંચાડી દેઈ મને ફસાવા તેને તારા બાળપણના દોસ્ત, તારી સારી નરતી સ્થિતિના અને સારી જાતના મિત્રનો ભોગ આપ! સીઝર ! હા ! દુઃખ દેનાર પાસે મને મોકલી દે. તે જેટલી શિક્ષા કરી શકશે તે કરતાં પણ વધારે હું ખમી શકીશ. હું એક નિસાસો મૂક્યા શિવાય કે એકે ડચકું ખાધા શિવાય મારો અંત આણીશ. સીઝર શા માટે અહીંઆં વિલંબ કરે છે ! શામાટે જવાને આનાકાની કરે છે ! આજ વખતે તારા શેઠ પાસે જલદીથી જા. તારા હજારો સ્વદેશીઓને તેના કબજામાં સોંપી તું ઇનામ લે ! શામાટે બેશી રહ્યો છે ! અહીંથી જા ! બીકણ દોસ્ત કોઇને ઉપયોગી નથી ! તેના ઉપકારની કિંમત કોણ કરી શકશે ? કોણ તેના વેરથી ડરી શકશે ?' તે આ શબ્દ એટલા બધા ઉતાવળા અને મોટેથી બોલ્યો કે તેનો દુરાન્ત ઓવરસીઅર જે પાસેના ઓરડામાં સૂઈ રહ્યો હતો તે જાગી ઉઠ્યો. ત્યાં કોણ છે એની તપાસ કરવાને તેણે બૂમ પાડી. તે તેઓએ સાંભળી. સીઝર તે ઝુંપડીમાંથી નીકળી રહ્યો હશે કે તરતજ દુરાન્ત આવી પહોંચ્યો. તેણે હેકટરની ઝુંપડીમાં તપાસ કરી, પણ કોઇ દીઠું નહિ; તેથી પાછો સૂઇ રહેવા ગયો. આ માણસ પોતે જુલમ ગુજારતો તેથી હમેશાં વેહેમમાંને વેહેમમાં રહેતો હતો. તે બીન્યો કે રખે ગુલામો મારી વિરૂદ્ધ એકઠા થઇ કાવતરૂં કરે; તેથી તેમને એક બીજા સાથે વાતચીત કરતા અટકાવવાને પોતાનાથી બની શકે તેટલી યુક્તિઓ અને ડર બતાવી પ્રયત્ન કરતો.

તેઓએ અત્યાર સુધી પોતાનાં કાવતરાનાં પગલાં એવાં ગુપ્ત રીતે લીધાં હતાં કે એટમાં તે કાવતરાની કોઇને જરાપણ ખબર નહોતી. તેઓની યુક્તિઓ

હજી સુધી અમલમાં લાવવા લાયક તૈયાર થઇ નહોતી, મુકરર કરેલો દિવસ નજીક આવ્યો. હેકટરે જ્યારે પોતાની અને સીઝરની વચ્ચે જે વાતચીત થઈ હતી તેનો શાંતતાથી વિચાર કર્યો, ત્યારે એણે જે ભોળપણ અને હિંમતથી પોતાના વિચારોનો ફેરફાર બતાવ્યો હતો, તે ભોળપણ અને હિંમત વિષે એને નવાઈ લાગ્યા વિના રહી નહીં. પોતાનું ખરૂં મન જાહેર કરવાથી સીઝરે ખરૂં જોતાં પોતાની જીંદગી કાવતરાખોરના વેર લેવાના વિચારને લીધે ભારે જોખમમાં ઝોકાવી દીધી હતી. જે માણસના હાથમાં પોતાની જીંદગીની કાબુ હતી તેને ભૂપીતો કરી દેવાને ખુમચાય તેવા તેઓ નહોતા. અગર જો કે ગુસ્સાના પ્રથમ આવેશમાં હેકટરે સીઝર તરફધિક્કાર બતાવ્યો હતો, તથાપિ પોતાના કાવતરાખોર લોકની સાથેનો બધો સંબંધ તે તોડી ન નંખાવવાને ઘણોજ આતુર હતો. તે જાણતો હતો કે સીઝરનામાં ધૈર્યતા અને વક્તૃત્વ શક્તિ એવા બે ગુણ છે. તે જો આ યુક્તિઓની સામે થાય તો વખતે બધી આશાનો તદન ભંગ કરી નાખે. માટે તેણે તેનું વલણ પોતાની તરફ ખેંચી લેવાને, બની શકે તેટલાં સાધનો વાપરી જોવાનો નિશ્ચય કર્યો.

તેણે, સીદી લોકો જેને *ડાકણ ગણાતા હતા, તેમાંની એકની મદદ લેવાનું નક્કી કર્યું. કોરોમાન્ડીન જાતની ઈસ્થર નામની એક વૃદ્ધ સીદણ પોતાના સ્વદેશીઓમાં ઝેરી છોડવા તથા પેટે ચાલનારાં ઝેરી પ્રાણીઓ સંબંધી જ્ઞાન પોતાની બુદ્ધિવડે મેળવવાથી મોટું માન પામી હતી. તેણીએ તેમને પોતામાં અદ્‌ભુત સત્તા છે એમ મનાવ્યું. પછી પોતાની ઇચ્છામાં આવે તે કામ કાઢી લેવા તેઓને જોઇએ તેટલો પાનો ચઢાવતી.

---

* સીદીઓ 'ઓબીઆ' તરેહની જાતને ડાકણ માને છે.

આ બળવો કરવાની ઉશ્કેરણી આપનારમાં એ સ્ત્રી મુખ્ય હતી. હેકટરના દ્વેષી સ્વભાવને ઉશ્કેરણી આપી તેને ઝનુની બનાવનાર આજ સ્ત્રી હતી. તેણે હમણાં વચન આપ્યું કે હું તારા દોસ્તદાર ઉપર મારૂં જાદુ કરીશ. તેની અસર થવાને વાર લાગી નહીં. સીઝરને એકદમ પોતાની પ્યારી ક્લેરાના ચેહેરા અને રીતભાતમાં તરેહવાર ફેરફાર માલૂમ પડ્યો. અત્યન્ત દિલગીરીએ તેને ઘેરી લીધી હતી. તેણીએ પોતાના દુઃખનું મૂળ તેને કહેવાને ના પાડી. ક્લેરાને રહેવાનું અનુકુળ પડે એવી આશાથી પોતાના ઘરની પાસેની જમીન ખેડવાની અને સુંદર કરવાની અસહ્ય મેહેનત સીઝરે લેવા માંડી. પણ ક્લેરા એમાં જરાએ ભાગ લેતી માલૂમ પડતી નહોતી. તે તેની પાસે વિચારોમાં ગરક થઈ ગએલી જડ જેવી ઉભી થઈ રહેતી. સીઝર જ્યારે પૂછતો કે 'તું માંદી છે!' ત્યારે તે ના કહી આનંદનો ચહેરો દેખાડવાને પ્રયત્ન કરતી, પણ આ ખુશી ક્ષણભંગુર હતી. તે તરતજ પાછી દિલગીરીમાં ઢળી પડતી. આખરે તેણીએ પોતાના પ્રિય આશકને તજવાનો પ્રયત્ન કર્યો. જાણે કે તે વધારે પૂછપરછથી બીતી હોય. આ ઉચાટ સહન ન થવાથી તેનો ખુલાસો માગવાનો એક સાંજે તેણે નિશ્ચય કર્યો. તેણે કહ્યું, 'ક્લેરા! તું મને એક વખત ચાહતી હતી. મેં તારો વિશ્વાસ ઉઠી જાય એવું કંઈ કર્યું નથી. બોલ, મેં કર્યું છે?' તે સ્ત્રીએ પોતાની કીકી આંખો ઊંચી કરીને તેના તરફ શરમ ભરેલી નમ્રતાથી જોઈને કહ્યું, 'હું તમને એક વખત ચહાતી હતી! તમે મારી નિમકહલાલી માટે શક લાવી શકોછો! અરે! સીઝર! મારા કાળજામાં શું થાય છે તેની તમને થોડીજ ખબર છે! મારી દિલગીરીનું મૂળ તમેજ છો.' જાણે કે પોતે ઘણુંજ કહ્યું છે એવા વિચારથી ડરી, બોલવું બંધ કરીને આનાકાની કરવા લાગી; પણ

સીઝરે તેનું આખું અંતઃકરણ પોતાના આગળ ખુલ્લું કરવાને એટલી બધી આતુરતાથી અને નમ્રતાથી તેને દબાણ કર્યું કે આખરે તેની વક્તૃત્વશક્તિને તેને તાબે થવું પડ્યું. જે ગુપ્ત વિચાર કરતાં એનાં રૂવેરૂવાં ઉભાં થતાં હવાં, તે ગુપ્ત વાત સીઝરને કમનથી જાહેર કરી. તેણે તેને ચેતાવ્યો કે જાદુગર ઇસ્થરની જેવી ઇચ્છા છે તે પ્રમાણે તમારે ચાલવું જોઇએ. તેમ નહિ થાય તો ખચિત તમારો પ્રાણ જશે. ઇસ્થરને એની પાસેથી શું જોઇતું હતું તેની કલેરાને ખબર નહોતી. તેમજ કાવતરા સંબંધી કંઇપણ વાત એ જાણતી નહોતી. તેણીનું સ્વાભાવિક બીકણપણું આવી યુક્તિ સાંભળવાને પ્રતિકુળ હતું, તેથી તે યુક્તિને લગતી દરેક વાત જેટલી બને તેટલી સંભાળથી તેનાથી છાની રાખી હતી.

જ્યારે તેણીએ પોતાના દુઃખનું કારણ સીઝરને સમજાવ્યું, ત્યારે સીઝરની સ્વાભાવિક હિંમત આ વેહેમના ડરની સામે થઇ. તેણે કલેરાને પાનો ચઢાવવાને પ્રયત્ન કર્યા; પરંતુ નિશ્ફળ ગયો. તે તેને પગે પડી, અને જાદુગર જેવા હુકમ કરે તેવા હુકમ માની તેનો ગુસ્સો નરમ પાડવાને તેના આગળ આંસુ પાડી આજીજી કરી સોગન ખવરાવા મંડી. તેણે કહ્યું કે, 'કલેરા! જે તું માગેછે, તેની તને ખબર નથી?' કલેરાએ જવાબ આપ્યો, 'હું તમારો પ્રાણ બચાવવાને કહુંછું. હું કહુંછું કે મારી ખાતર તમારો પ્રાણ બચાવો. હજી સુધી તે તમારા હાથમાં છે.' "પણ કલેરા! મારો પ્રાણ બચાવવાને તું મને દુષ્ટમાં દુષ્ટ ગુન્હેગાર બનાવવા ખુશીછે? તું મારા શુભેચ્છકને મારી નંખાવવા ખુશીછે!" કલેરા એકદમ ભયથી ચમકી ઉઠી. "ઓ કલેરા! જે વખતે આપણે હમેશને માટે વિયોગી થવાની અણીપર હતાં, તે વખત અને તે દિવસ તને યાદ આવે છે? એક ગોરો માણસ આપણા ઘરમાં આવ્યો હતો તે

તને યાદ છે ? તને એનો હિતેચ્છાનો ચેહેરો યાદ છે? એનો દયા ભરેલો સ્વર સાંભરે છે ? તેની ઉદારતા મનમાં છે ? અરે કલેરા! તું મને એ માણસનો નાશકર્ત્તા થવા ઇચ્છે છે?" કલેરાએ કહ્યું, 'પરમેશ્વર ખમ્મા કરે ! આવી જાદુગરની મરજી હોય નહિ !' સીઝરે કહ્યું, 'એવીજ છે. જો કે તે તારા પેટમાં પેશી શબ્દ બોલે તોપણ તે સફળ થવાની નથી. મને વધારે કહીશ નહિ. મારો નિશ્ચય દૃઢ છે. જો હું કપટી અને અપકારી થાઉં તો તારા પ્યારને માટે હું નાલાયક ઠરૂં !' કલેરાએ કહ્યું, "ઈસ્થરનો ગુસ્સો ઉતારવાને એકે ઉપાય નથી ! તમારો પ્રાણ—" સીઝર વચ્ચે બોલી ઉઠ્યો, "પ્રથમ મારી આબરૂનો વિચાર કર. ડરને લીધે તારામાંથી વિચારશક્તિ જતી રહીછે. તું એ જાદુગર પાસે જા, અને કહે કે 'તે તારા ગુસ્સાથી ડરતો નથી. તેના હાથ કદી તેના શુભેચ્છકના લોહીમાં બોળવાના નથી.' કલેરા ! જ્યારે એણે આપણને કહ્યું કે 'હવે તમારે વિયોગી થવાનું નથી, ત્યારનો એનો દેખાવ તું ભૂલી જઇશ કે ?' કલેરાએ આંસુથી દદડતી આંખોએ કહ્યું, 'ખરેખર મને ઘણુંજ લાગ્યું હતું.' 'ઘાતકી ! ઘાતકી ઇસ્થર ! તું શા માટે અમને એવા ઉદાર શેઠનો નાશ કરવાને આજ્ઞા કરેછે ?'

સીદીલોકોને સવારના કામે જવાનો શંખ ફુંકાયો. આ દિવસે એવું બન્યું કે મી. એડવર્ડસ જે હમેશાં પોતાના ગુલામોનું સુખ અને દિલાસો વધારવાને ઇચ્છતો હતો, તેણે સીઝર ઘેર નહોતો તે દરમ્યાનમાં પોતાના સુતારને તેના ઘરની અંદર કંઈ ઠીકઠાક કરવાને મોકલ્યો. જ્યારે સીઝર કામથી પરવારીને ઘેર આવ્યો, ત્યારે પોતાના શેઠને તેના ઘર ઉપર જે આમલીની ડાળીઓ લટકતી હતી તે ડાળીઓ કાપી નાખતો જોયો. તેણે કહ્યું, સીઝર! એવી શી હરકત આવી પડી હતી કે આ ડાળીઓ તમે કાપી નાખી નથી?

સીઝરે કહ્યું, મારી પાસે છરી નથી. મી. એડવર્ડસે કહ્યું, 'આ મારી છરી તમારે માટેજ છે.' વળી તેણે મંદ હશીને કહ્યું કે, 'આ બહુ તીક્ષણ છે, પણ જે શેઠો પોતાના સીદીઓને તીક્ષણ છરી આપવાથી ડરે છે તેવામાંનો હું નથી.' આ શબ્દ તે પૂર્ણ ભલમનસાઇથી બોલ્યો હતો. આ વખતે સીઝરના મનમાં શા વિચાર આવતા હતા તે વિષે મી. એડવર્ડસને જરાપણ શક નહોતો. સીઝરે એકે અક્ષર બોલ્યા શિવાય છરી લીધી, અને મી. એડવર્ડસ જેવો ગયો કે તરતજ તે ઘૂંટણીએ પડ્યો અને ઉપકારના આવેશમાં સોગન ખાધા કે, પોતાના શેઠને ફસાવવો તેના કરતાં આજ છરી કાળજામાં મારી પેહેલાં મરી જવું વધારે સારૂં છે. ઉપકાર વૃત્તિએ બીજી બધી વૃત્તિઓને જીતી લીધી. સીઝરનું મન સ્વતંત્રતાની ખૂબી સમજી ન શકે તેવું નહોતું. તે જાણતો હતો કે કાવતરાખોર સીદીલોકોએ એવી યુક્તિઓ યોજી છે કે ઘણુંકરીને તેઓ ફતેહ થશેજ. પોતાની સ્વતંત્રતા પાછી મળશે એ વિચાર આવતો, ત્યારે એનું અંતઃકરણ બહુ ધડકતું હતું. તે આવી ખુશકારક આશાથી પણ પોતાની ફરેજ ચૂકી લલચાય એવો નહોતો, તેમ પોતાના જૂના સ્વદેશી મિત્રો તેમાના હેતુનો તોડી પાડનાર ગણીને તેના કટ્ટા દુશ્મન થશે એવી ખાતરી હતી, તોપણ જરાએ ડરે એવો નહોતો. હેક્ટર જે માન તથા પ્યાર રાખતો તે ગયાથી સીઝરને ઘણુંજ લાગ્યું. જે રાતે મી. એડવર્ડસને લગતી નિવેડો લાવનાર વાતચીત થઈ, ત્યારથી હેક્ટરે અને સીઝરે એક અક્ષર પણ એક બીજાને કહ્યો નહોતો. આ મુલાકાત હેક્ટરને અને જેફેરીઝના સંસ્થાનમાં રેહેનાર બીજા સીદીઓને દુઃખનુ કારણ થઈ પડી હતી.

આપણે કહી ગયા છીએ કે તેમની વાતચીતના ઘોંઘાટથી ફુરાન્ત જાગી ઉઠ્યો હતો. જો કે તેણે ઝુંપડામાં એકે માણસ દીઠું નહીં, તોપણ તેના મનમાંથી વેહેમ

દૂર થયો નહોતો. એક અકસ્માતને લીધે સઘળું કાવતરૂં ઘણુંખરૂં બહાર પડી આવ્યું. દુરાન્તે જે સીદીને ખાંડની કઢાઈ સાચવવાને હુકમ કર્યો હતો, તે સીદીને ઘણો તાપ લાગવાથી મૂર્છા આવી. ભાગ્યેજ એને ભાન આવ્યું હશે એટલામાં તેનો ઉપરી આવી પહોંચ્યો. તેને માલૂમ પડ્યું કે ખાંડ કઢાઇમાં થોડીકવાર વધારે રહેવાથી ઉભરાઈ ગઈ હતી. તેને નુકશાન થવાથી ખરેખરો ચીડાઈ ગયો, ને પચાશ ફટકા મારવાનો હુકમ કર્યો. એણે દુઃખનો પોકાર કર્યા શિવાય તે ચાબખા સહન કર્યા. જ્યારે શિક્ષા પૂરી થઈ અને ધાર્યું કે હવે ઓવરસીઅર ગયો છે, ત્યારે તે મોટેથી બોલી ઉઠ્યો, 'થોડી વખતમાં અમારોજ એવો વારો આવશે.' દુરાન્ત આ સાંભળીને એકદમ પાછો ફર્યો. તેને માલૂમ પડ્યું કે જ્યારે એ સીદી એવા શબ્દ બોલ્યો ત્યારે હેક્ટરના સામું તેણે જોયું હતું. આથી એના વેહેમને ટેકો મળ્યો કે હેક્ટર કંઇ કાવતરૂં રચે છે. જે ઘાતકીપણું કાળા લોકને કબજામાં રાખવા માટે એક સાધન તરીકે તે ધારતો હતો તે ઘાતકીપણાનો ઉપયોગ કરવાનો તેણે નિશ્ચય કર્યો. હેક્ટર અને બીજા સીદીઓને જેર બંધનો માર માર્યો, પણ કોઇએ કબૂલ કર્યું નહીં. વેસ્ટ ઇન્ડિયન લોકોને કુદરત અને હુન્નરથી જે મોજશોખ મળતો તે મોજશોખમાં ગરકાવ થઈ આનંદ માનતા, તે આનંદો વેસ્ટ ઇન્ડિયન લોકોની ટોળીમાં જો મી. જેફેરીઝ આ વખતે ગમત કરતો નહોત તો તેણે આ જુલમ અટકાવ્યો હોત.

બિચારા કંગાલ સીદીલોકોએ તેમની બાપકાદાર મોજમઝા મારવાનાં સાધનો પૂર્ણ કરવાને જે દુઃખ સહન કર્યાં તેનો આ આપસ્વાર્થી શોખીઓને કદી પણ વિચાર આવતો નહીં; તોપણ માણસના ગુણની કિંમત એટલી બધી ખોટી થાયછે કે આ સદ્‌ગૃહસ્થો ઊદાર અને દયાળુ માણસો ત-

રીકે ગણાતા હતા. કેટલીક જગાએ માણસનું મન જુલમ અને નિર્દયતાના વિચારો સાથે એટલું બધું મળી ગયેલું હોયછે કે તેમના મનમાં તે વિષે ધિક્કાર આવતો અથવા નવાઇ લાગતી નથી, તે તેમને વસ્તુઓનો નક્કી નિયમ અથવા જરૂરનો ભાગ માલૂમ પડેછે. જેવો મી. જેફેરીઝ પોતાના જમવાના ઓરડામાંથી દીવાનખાનામાં જતો હતો કે તુરત આશરે પાંચ વર્ષનો એક નાનો છોકરો રડતો રડતો આવ્યો, તે છોકરાએ તેને ઉભો રાખ્યો. તે, આ વખતે જે સીદીઓ ઘાતકીઓના પંજામાં સપડાયા હતા તેમાંના એક સીદીનો છોકરો હતો, મી. જેફેરીઝ અડધા નીશામાં હતો. તેણે કહ્યું, 'ગરીબ નાનું છોકરૂં! આને લેઇજાઓ, અને તમારામાંના કોઇ ડુરાન્તને જઇને બને તો આ છોકરાના બાપને માફ કરવા કહો.' તે છોકરો પોતાના બાપને માફી મળી તે જાહેર કરવા એકદમ દોડ્યો; પણ થોડી વારમાં પેહેલાંના કરતાં વધારે જોરથી રડતો પાછો આવ્યો. ડુરાન્તે એ છોકરાનું કહેવું સાંભળ્યું નહીં. હવે મી. જેફેરીઝને અપીલ કરવાનો વખત નહોતો, કારણ કે તે સુંદરીઓના ટોળામાં સામિલ થયો હતો. ઘરના કોઈપણ ચાકરની સાંજની મીજલસમાં હરકત કરવા હિંમત ચાલતી નહોતી. ગુન્હો કબૂલ કરાવવાને જે ત્રણ માણસોને ખૂબ સખ્ત ચાબખા માર્યા હતા, તેઓ તદન બિનગુન્હેગાર હતા. તેમને કાવતરાની ખબર પણ નહોતી. જ્યારે તેઓ આ નિર્દયતા તથા ગેરઇનસાફથી ઉશ્કેરાયા, ત્યારે બળવાખોરોએ તેઓને કાવતરામાં સામિલ થવાને સમજાવ્યું. ઓવરસીઅરપર વેર વાળવાની આશા, તેમનું મરવાનું પણ માથે રખાવી બહાદૂર કરવાની પૂરતી હતી. ગુલામ લોકોએ હુમલો કરવાને જે દિવસ મુકરર કર્યો હતો, તે પેહેલાં થોડા દિવસપર એક બીજો એવો બનાવ બન્યો કે, જે લોકો અત્યારસૂધી અનિશ્ચિત હતા તેમણે પણ

તેમાં મળી જવાને નક્કી કર્યું. મી. જેફેરીઝની બૈરી ઘણી ખૂબસુરત હતી. તે ખાવાપીવાના મોજશોખમાં અને સુવામાં વખત ગાળ્યા પછી જેટલો બચતો તે સઘળો વખત પોશાક પહેરવામાં ગાળતી. તે એક દિવસ પલંગ ઉપર સૂઈ રહી હતી; બે ગુલામો માથા આગળ અને બે પગ આગળ પંખો કરતા હતા; તેટલામાં ખબર આવી કે, તમારે માટે મંગાવેલી મોટી લુગડાંની પેટી લંડનથી હમણાં આવી પહોંચી છે. આ પેટીમાં નવીજ તરેહની પોશાકની જૂદી જૂદી ચીજો હતી. જેમઇકાની સ્ત્રીઓમાં ભપકા સંબંધી વિચાર ઘણી જૂદીજ તરેહના હતા. તેઓ એક ગવનને માટે ખુશીથી સો ગીની* આપતા. આ ગવન ભાગ્યેજ તેઓ એક બેવાર પહેરતાં હશે. મિસિસ જેફેરીઝ પાસે એવા તો જૂદી જૂદી તરેહના ભપકાદાર પોશાક તથા ઘરેણાં હતાં કે તે બેટમાં કોઇપણ બૈરી તેના કરતાં ચડતી નહોતી, પરન્તુ એક સ્ત્રીએ થોડાજ વખતપર ઇંગ્લાંડથી નવો પોશાક મંગાવ્યો હતો, તેની આગળ તેનો પોશાક પાણી ભરતો હતો. તેણે વિચાર્યું કે હવે હું મારા હરિફને દબાવીશ. તેણે કહ્યું કે મારી હાજરીમાંજ પેટી ઉઘાડવી. તે પોશાકમાંનો એક લેતાં પેટીના બારણાના નકુચામાં ભરાયો ને ફાટ્યો. આ સ્ત્રી પોતાના ભપકામાં નિરાશ થવાથી પોતાના કુદરતી ઉદ્ધતપણાને લીધે ઉશ્કેરાઈ ને એકદમ હુકમ કર્યો કે એ અકર્મી ગુલામડીને શખ્ત શિક્ષા કરવી જોઇએ. આ ગુલામડી હેક્ટરની વહુ હતી. આ તાજા નુકશાનથી હેકટરનો મિજાજ કુદરતી રીતે જે વેર લેવાને અતિશય આતુર હતો તે હવે બહુ ઉત્કંઠિત થઇ ગયો. જે વખત તેમને વેર લેવાને શક્તિમાન કરવાનો હતો તે વખતને માટે તે હવે અધિરાઇથી રાહ જોવા લાગ્યો.

* ૧ ગીની=૩૧૦-૮-૦ છે.

સીદી લોકોએ જે યુક્તિ કરી હતી તે યુક્તિ દરેક સં-
સ્થાન ઉપર એકજ દિવસે ને એકજ વખતે દરેક ઘરને
આગ લગાડવાની હતી. એટના ગોરા રહેવાસીઓ જે-
વા આગ ઓલવવાને દોડે કે તુરતજ કાળા લોકે તે ગ-
ભરાટ અને ઉચાટની તકનો લાભ લેઇ તેમના ઉપર તુટી
પડી, તેમને કાપી નાખવા. આ યુક્તિ ક્યારે અમલમાં આ-
ણવાની છે તેના વખત વિષે સીઝરને ખબર નહોતી. જ્યારે
હેક્ટરે તે કાવતરાખોરોને કહ્યું કે મારો મિત્ર વિશ્વાસ રા-
ખવા લાયક નથી, ત્યારથી તેમણે હુમલો કરવાનો દિવસ
ફેરવ્યો હતો. તેઓ ડર્યા કે તે અમને ફસાવશે. તેથી તે-
ઓએ એવું નક્કી કર્યું હતું કે જો તે તથા કલેરા કાવતરા-
માં સામિલ ન થાય તો તેમને મારી નાખવાં. હેક્ટરે પો-
તાના મિત્રનો જીવ ઉગારવા ઇચ્છયું. પણ વેરવૃત્તિએ બીજી
સઘળી વૃત્તિઓ દાબી દીધી. તેણે સીઝરનો વિચાર ફેર-
વવાને છેલવેહેલો પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો. આ કામ-
ને માટે એણે જે માણસ કામે લગાડ્યું, તે ઇસ્થર હતી.
ઇસ્થર કલેરાની મારફતે તેના મનમાં એ વાત ઠસાવવાની
ગોઠવણમાં હતી. એક રાત્રે પોતાને ઘેર પાછાં વળતાં કલે-
રાએ છાપરામાં એક અજાએબ જેવું બજરબટ્ટુ લટકાવેલું
દીઠું. આ બજરબટ્ટાથી ઇન્ડિયન જાદુગરોએ પેહેલથી
જે લોકને ધાર્યાં હોય તેમને ડરાવવામાં આવતા. કલેરા
પોતાની બીકને જીતવાને અશક્ત હોવાથી ફરીથી ઇસ્થર
પાસે ગઇ. તે પ્રથમ તો કંઇ પણ બોલી ચાલી નહીં,
પરન્તુ જ્યારે ગઇ ગુજરી વાતને માટે કલેરાએ માફી માગી
તથા જેટલી બને તેટલી મેહેરબાની કરી ભવિષ્યનો બ-
ચાવ કરવા માટે વિનતિ કરી, ત્યારે તે જાદુગર તેની સાથે
બોલી. તેને આજ્ઞા કરી કે હવે ત્રેમ કરીને તારો પ્રિય આ
ભયંકર જગાએ આજ રાતે મને મળે તેમ કરવું.

મી૦ જેફેરીઝના સંસ્થાનમાં શું બનતું હતું તેની માહિતી નહિ હોવાથી મી૦ એડવર્ડસે તેજ સાંજરે પોતાના ગુલામોને તેહેવારની રજા આપી. પોતે અને પોતાની બરી સૂર્યઅસ્તને વખતે પવનની લહેર મંદમંદ આવતી હતી ત્યારે બહાર નીકળ્યાં. તેઓ આ સીદી લોકની મીજલસનો ખુશકારક દેખાવ જોવાને એક મોટા ખજુરીના ઝાડ નીચે બેઠાં. તેના બધા સીદીઓએ સારાં સારાં કપડાં પેહેર્યાં હતાં. તેમની પાઘડીઓ સુંદર રંગની હતી. તેમનો આનંદી દેખાવ તેમના રમુજી પોશાકને અનુકુળ હતો. કેટલાક નાચતા, કેટલાક ઢોલક, ડફ વિગેરે વગાડતા, અને કેટલાક પોતાના પસાયતાની જમીનમાં ઉપજ કરેલી પેદાશ—જેવીકે જમરૂખ, દ્રાક્ષ, અને પાઇન એપલ્સ—ની ટોપલીઓ ભરીને લાવતા દૂર ઝાડોમાં દેખાતા હતા; કેટલાક તાસક તથા રકાબીઓને બદલે સ્વચ્છ લાકડાની રકાબીઓ તથા ગોડ જાતના ઝાડની છાલના વાસણ મૂકતા હતા. સીદીલોકોએ મોડી રાત સૂધી નાચવાનું અને પોતાની મજે મોજશોખ મારવાનું કામ જારી રાખ્યુ હતું. જ્યારે સઘળા વેરાઇ જઇ સૂઇ રહ્યા ત્યારે સીઝર ક્લેરાને વચન આપ્યું હતું તે યાદ લાવીને છાનોમાનો જાદુગરને ઘેર ગયો. એનું ઘર બીચોબીચ ઝાડીની ગુફામાં હતું. જ્યારે એ ઘર પાસે આવ્યો ત્યારે બારણું બંધ હતું. થોડીવાર ખોટી થયા પછી ઇસ્થરે બારણું ઉઘાડ્યું. તેણે પેસતાંજ પોતાની પ્યારી ક્લેરાને ખરેખરા મડદા માફક જમીન ઉપર પડેલી જોઇ. જાદુગરે તેણીને નાઇટશેડ જાતના મર્ણતુલ્ય કરી નાખે એવા ઝેરી છોડવાથી મડદા રૂપ બનાવી દીધી હતી. તેણીએ જ્યારે સીઝરનો નિરાશાભરેલો ચેહેરો જોયો ત્યારે ધિક્કારથી હસવા માંડ્યું. તેણીએ મોટેથી કહ્યું, હે દુઃખીઆરા! તેં મારી સત્તાનો તિર-

સ્કાર કર્યો છે, જો તેનું પરિણામ! સીઝરે ગુસ્સાના આવેશમાં તેનું ગળું પકડ્યું, પણ તેનો ગુસ્સો થોડીવારમાં ઉતરી ગયો. તે જાદુગરે કહ્યું, તું મને મારી નાખીશ તેની સાથે તારી ક્લેરાને મારી નાખી સમજજે. તે મરી ગઈ નથી, પણ મેં એના ઉપર જાદુ કર્યું છે તેથી મર્ણની ઊંઘમાં પડી રહી છે. આ ઊંઘમાંથી મારા શિવાય બીજા કોઈની સત્તા સજીવન કરવાની નથી. હા તેના તરફ જો. તે ફીકી અને નિર્જીવ છે. તમે એક કલાકની અંદર મારી આજ્ઞાને તાબે નહીં થાઓ તો તે જમીન ઉપરથી ઉઠવાની નથી. મેં હેક્ટરને અને તેના સોબતીઓને કૃટીશના હડહડતા સોગન ખવરાવ્યા છે. તે સોગનથી આફ્રિકાનો દરેક સીદી ધ્રુજે છે. સીઝરે તેના તરફ કરડી નજરથી જોઈને કહ્યું, 'સેતાન! હું પણ ધ્રુજું છું. જ્યાં સૂધી હું જીવું છું, ત્યાં સૂધી એમ કદી બનવાનું નથી.' તે સ્ત્રી ચંદ્ર તરફ આંગળી કરીને બોલી. 'ઊચું જો, થોડા વખતમાં ચંદ્ર અસ્ત પામશે. તેજ વખતે હેક્ટર અને તેના મિત્રો અત્રે દેખાશે. તેઓ હથીઆર બંધ આવશે. તેઓ જે હથીઆર લઈને આવશે તે હથીઆરને હું તેમના દુશ્મનને માટે ઝેરનો પાસ દેઈ આપીશ.' તેણે કહ્યું—ફરીથી જો જો મારી ઝાંખી આંખો ભૂલ કરતી નહોય તો દૂરથી તેઓ આવતા જણાય છે. જો તેઓ મારો ઉમરો ઓળંગશે તો ઓ બેફિકરા માણસ! તું મરી જઈશ.' સીઝરે કહ્યું, 'હું મરવુંજ ઇચ્છું છું, ને કલેરા મરી ગઈ છે'. 'પણ તું એકજ શબ્દથી તેને સજીવન કરી શકોશ.' સીઝર આ વખતે આનાકાની કરતો દેખાયો. ઇસ્થરે કહ્યું, વિચાર! તારી બહાદૂરી નિષ્ફળ છે. જો તું કાવતરા ખોરની સાથે ભળી નહીં જાય તો તારી છાતીમાં પચાસ છરીઓ ભોકાશે, અને તું મરી ગયો એટલે તારા

શેઠનું મોત નક્કીજ છે. સીદી લોકની છરીઓ જે ઝેરના પ્યાલામાં પાસવાની છે તે પ્યાલો આ રહ્યો. તારા મિત્રો, તારા પ્રથમના દોસ્તો, તારા સ્વદેશીઓ થોડા વખતમાં હથીઆર સજી આવશે; અને તેમની સામે જે આવશે તેને તેઓ ચગદી નાખશે. જય, પૈસો, સ્વતંત્રતા, અને વેર તેમનુંજ થઇ રહેશે! સીઝરને વધારેને વધારે ગડભાંજ થવા માંડી. તે ફલેરા તરફ એકીટસે જોઇ રહ્યો. તેના મનનો ઝઘડો મોટો હતો, પણ તેની ઉપકારની અને ફરજની વૃત્તિ, આશા, બીક, કે લોભથી ડગે એવી અથવા પ્યારથી જીતી શકાય એવી નહોતી; તોપણ તાબે થયો એમ દેખાડવાને નિશ્ચય કર્યો. સંપીલા સીદીઓના આવવાથી જાણે કે ઓચિંતો બીવો હોય એવું ડોળ કરીને તે એકદમ જાદુગરના તરફ ફર્યો અને તાબે થયો હોય એવો સાદ કાઢીને કહ્યું, 'મર્ણ સાથે રમઝક કરવી એ ફોકટ છે. તું મારી છરી પણ તારા જાદુવાળા ઝેરમાં બોળી આપ.' તે જાદુગર પોતાના મનની સેતાની ખુશીથી તાળીઓ પાડવા લાગી. તેણીએ તેને એકદમ પોતાની છરી આપવાને હુકમ કર્યો કે તે છરી હાથા સૂધી ઝેરના પ્યાલામાં બોળી શકે. પ્યાલા તરફ તે સ્ત્રી જંગલી અધીરાઇથી ફરી. 'હું મારી છરી ઘેર ભૂલી આવ્યોછું' એવું બહાનું કાઢી, ખોળવા જવાનો ઢોંગ કરી સીઝર નાશી ગયો. જ્યારે હું પાછો આવું ત્યારે હેકટર અને તેના મિત્રો પ્રથમની માફકજ અંતઃકરણથી મારો આદરસત્કાર કરે એવું તેમને શિખવવાને ઇસ્થરે વચન આપ્યું. સીઝર જેમ બને તેમ તાકીદથી ઝાડીમાંથી એક અપ્રસિદ્ધ રસ્તે થઇ જતો રહ્યો. તેને રસ્તામાં બળવાખોરોમાંનું કોઇપણ મળ્યું નહીં. તે પોતાના શેઠને ઘેર આવી પહોંચ્યો. તેના શયનગૃહની ભીંતે ચડી બારી આગળ જઈ, "હથીઆર સજો! મારા

પ્યારા શેઠ હથીઆર સજો!" એમ તેણે મોટેથી બૂમ પાડી તેને જગાડ્યો. "તમારા બધા ગુલામોને પણ હથીઆર સજાવો. તેઓ તમારી ખાતર લડશે ને મરી જશે, અને હું, તેમાં સૌથી પહેલો તૈયાર થઇશ. આજ રાત્રે મી. જેફ્રીઝના સંસ્થાનમાં કોરોમાન્ટીન લોકોના બળવાની બૂમ સંભળાશે ! હથીઆર સજો ! હે મારા પ્રિય શેઠ! તમે હથીઆર સજો ! આપણે તે બળવાખોર લોકના આગેવાનોને ઘેરી લઇએ તેટલો વખત હજી છે. હું તમને એ લોકો જે જગાએ ભેગા થવાનાછે તે જગાએ લેઇ જઇશ. ફક્ત એવી સરતથી કે તેમનામાંનો મુખ્ય જે મારો મિત્ર છે તેને માફી આપવી પડશે."

મી. એડવર્ડસ અને તેના સંસ્થાનના સઘળા સીદીઓ તેમજ ગોરા લોકો હથિયાર સજી તૈયાર થયા, તે સઘળાઓમો મી. એડવર્ડસ ઉપર એવોજ પ્યાર હતો. તેઓ સઘળા સીઝરની પાછળ પાછળ જેટલી બને તેટલી ત્વરાથી પણ ચુપચુપ અવાજ કર્યા શિવાય ઝાડીની ગુફામાં જ્યાં પત્થરનું ઘર હતું ત્યાં આગળ આવી પહોંચ્યા; અને બળવાખોર લોકોને માલૂમ પડે તે પહેલાં તો તેઓએ પત્થરના ઘરને પરિપૂર્ણ ઘેરી લીધું. મી. એડવર્ડસે દીવાલમાં એક બાકું હતું તેમાંથી નજર કરી તો તેણે જાદુગર જે વાદળી રંગના ભડકા ઉપર પોતાના કરોચલી વાળા હાથ ધરી રહી હતી, તે ભડકાની સાથે તેના મંત્ર સાધવાના ઇરાદાથી હેક્ટર તથા બીજા પાંચ મજબૂત સીદીઓ ઉભા રહેલા દીઠા. આ સીદીઓ પોતાના હાથમાં છરીઓ લેઇને ઝેરના પ્યાલામાં ઝબકોળવાને તૈયાર થઈ રહ્યા હતા. ગોરામાંના એક માણસે એ ઘરમાં એકદમ આગ મૂકવાને અને બળવાખોરોને શરણે લાવવા જુલમ કરવાને દરખાસ્ત કરી. એ પ્રમાણે કરવામાં આવ્યું, પણ મી. એડવર્ડસે

પોતાના માણસોને દુશ્મનોને જીવતા પકડવાનો હુકમ કર્યો. જેવું બળવાખોરોએ ઘરનું છાપરૂં લાગેલું જોયું કે તરતજ **કોરોમાન્ટીન** લડાઈનો ઝંડો ઉઠાવ્યો, અને જીવવા-ની દરકાર ન કરતાં ગાંડા જેવા થઈ એકદમ ધસારો કર્યો. મી. એડવર્ડસે મોટેથી બૂમ પાડી, 'હેકટર! તાબે થા! તને માફી આપુંછું, સીઝરે પણ કહ્યું 'મારા પ્યારા મિત્ર! તને માફી આપીછે.' હેકટર આ વખતે કંઈપણ સાંભ-ળવાની દરકાર ન કરતાં વેર લેવાને એકદમ આગળ કૂદી આવ્યો, ને સીઝરની છાતીમાં છરો ચગદી ઘાલ્યો. આ નિમકહલાલ ચાકર ચક્કર આવવાથી પાછળ પડી જતો હતો પણ તેના શેઠે તેને પોતાના હાથથી ઝીલી લીધો. તેણે કહ્યું 'હું આથી સંતોષ પામીને મરી જાઉંછું મને કલેરાની સાથે દાટજો.' ઘેર લઈ જતાં રસ્તે તેની છાતીમાંથી લોહી વહેવાથી તેને મૂર્છા આવી, પણ જ્યારે એનો ઘા તપાસ્યો ત્યારે માલૂમ પડ્યું કે તે ઘા મૃત્યુજનક નથી. જ્યારે એને શુદ્ધિ આવી ત્યારે પોતે ક્યાં હતો ને શું બન્યું હતું તે યાદ લાવવાનો પ્રયત્ન કરતો અજાએબ રીતે તાકીને જોઈ રહ્યો. જ્યારે એણે પોતાની પ્રિય કલેરાને પોતાની પાસે ઉભી રહેલી જોઈ ત્યારે ધાર્યું કે હજી હું સ્વપ્નાવસ્થામાં છું. પેલી ઢોંગી જાદુગરે કલેરાને જે અફીણનો શર્બત આપ્યો હતો તેની નીશા હવે ઉતરીગઈ હતી. જે વખતે કોરોમાન્ટીન લોકોએ બૂમ પાડી હતી તેજ વખતે મડાવ-સ્થામાંથી મુક્ત થઈ જાગી ઉઠીહતી. તેને જોઈ સીઝરને જે ખુશી ઉત્પન્ન થઈ હતી તે વિષે વિચાર કરવાનો અમે વાંચનારને સોંપીએ છીએ. તેટલી વારમાં બળવાખોર સીદી અને મી. એડવર્ડસનું શું થયું? તે હવે તપાસીએ.

મુખ્ય બળવાખોરોને કેદ પકડવાથી મી. જેફેરીઝના સં-સ્થાનમાં રહેનાર સીદીઓ બળવો કરતા અટક્યા નહીં.

જેવી તેમણે લડાઈ કરવા તૈયાર થવાની નીશાની તરીકે બૂમ સાંભળી કે તરતજ એકઠા થઈ ગયા. તે સંસ્થાનના ગોરા અથવા મી. એડવર્ડસના ચાકરો તેમને બળવો કરતાં અટકાવે તે પહેલાં તો તેઓએ ઓવરસીઅરના ઘરને આગ લગાડી. તેમની વેર લેવાની અદેખાઈનો મુખ્ય હેતુ ઓવરસીઅર હતો. જે લોકોને એણે ઘાતકી પણે વર્તી દુઃખ દીધું હતું તેજ લોકોના હાથથી દુઃખી થઈ તે મરી ગયો. મી. એડવર્ડસે બેટના બીજા ભાગમાં બળવો ફેલાય તે પેહેલાં તો બળવાખોર લોકોને વશ કરી દીધા. તેની મનહરણ ચાલ ચલગત અને અસરકારક છટાબંધ બોલવાની રીતથી લોકોના મનમાં ઘણો અચંબો થતો હતો. તેના વચ્ચે પડવા શિવાય બીજા કશાથી મી. જેફરીઝ અને તેની બૈરી ખરેખરા મોતમાંથી બચી શકત નહિ. એવી ગણત્રી થઈ છે કે આ રાત્રે એમને (પાંચ હજાર પોન્ડ) પચાસ હજાર કરતાં પણ વધારે રૂપિયાનું નુકશાન થયું. આ નુકશાનની ખોટ પૂરી પાડવાને તે કદી શક્તિમાન થયો નહીં. પોતાના ગુલામો નવો બળવો કરશે એવો હમેશાં એના મનમાં ડર રેહેતો હતો. આખરે તે અને તેની સ્ત્રી ઇંગ્લાન્ડ પાછાં ગયાં. ત્યાં તેઓને તંગાશની અને કંગાલ અવસ્થામાં રેહેવું પડ્યું. તેમને પોતાના માઠા ભાગ્યનો કદી વિચાર આવતો નહોતો. ફક્ત ગુલામની આખી જાતના કાવતરા વિષે વિચાર આવતો હતો.

અમે આશા રાખીએ છીએ કે અમારા વાંચનારાઓ આ કૃતઘ્નીસીદીનો એક અપવાદ ગણશે.



# आश्रय पत्र.

**(૫૧) રા. સા. નારાયણરાવ ભાસ્કરરાવ પંડિત. એ. ઇન્સ્પેક્ટર વડોદરા.**

**(૧૧૫) પરમપ્રિય માસ્તર દલસુખરામ હરીભાઇ મારફત લસુંદ્રા અમલેશ્વર. નવેઠા ભાડભુત ભરૂચ વિગેરે ગામથી**

**અમલેશ્વર.**

પ્રિયમિત્ર નાથુભાઇ ઉર્ફે જ-
૩૦ ગજીવન ભગવાન દાસ
૨૫ પ્રિયમિત્ર નરભુભાઇ આશારામ

**લસુંદ્રા**

૨૪ પ્રિયમાસ્તર દલસુખરામ
૫ રા.રા. સોમેશ્વરહરીભાઈ
૩૧ પરચુરણ ગામોમાંથી.

**(૩૦) પ્રિય ભાઇ કરૂણાશંકર શીવશંકર મારફત**

**નવેઠા**

૫ રા. કરૂણાશંકર શીવભાઈ
૨ રા. વજેરામ મૂળજી
૧ રા. ભાઈજી દયારામ
૧ રા. કલ્યાણભાઈ ખુશાલ
૧ રા. મંછારામ જયશંકર
૧ રા. હરજીવન રામશંકર

**ભાડભુત**

૨ રા. માધવરામનિર્ભયરામ
૨ રા. નાથુભાઈ રઘનાથ
૧ રા. સદારામ નાથાભાઈ
૧ રા. કાશીરામ સદારામ.
૧ રા. ભવાનીશંકરવિશ્વનાથ
૧ રા. મૂળજીભાઈવિલભરામ
૧ રા. નાથાભાઈ માધવરામ
૧ રા. નાથાભાઈ ભગવાન

**અમલેશ્વર.**

૧ રા. ભાઈજી મંછારામ
૧ રા. જેકૃષ્ણભાઇ દેવશંકર
૧ રા. દાદાભાઈ ઇચ્છારામ

**ચોલાદ.**

૧ રા. માધવરામ શંભુરામ
૧ રા. દામોદર વલભરામ

**ભરૂચ.**

૧ રા. જીવણરામ કેશવરામ.

**શંખવાડ.**

૨ રા. કાભાઈ અલીભાઈ

**ચકલાશી.**

૧ રા. તુળશીદાસ રામદાસ

**(૨૫) પ્રિયભાઇ ધીરજરામ દેવશંકર મારફત અમલેશ્વરભરૂચવિગેરે ગામથી**

૧ રા. ધીરજરામઅમલેશ્વર

**ભરૂચ.**

૧ રા. ચુનીલાલજમનાદાસ
૧ રા. નરોત્તમ ત્રિકમદાસ
૧ રા. શ્રીજભુખણ ભગવાન
૧ રા. દામોદર ઇશ્વરદાસ
૧ રા. કેવળરામ દયારામ
૧ રા. ખરશદજી માણેકશા
૧ દયારામ પટેલ સાહેબ

**હાંસોટ મહાલ.**

૧ રા. મંછારામ રઘનાથ
૧ રા. વલભ પ્રાણજીવન
૧ રા. જીગજીવન પ્રાણજીવન

૧ રા. કાશીરામ ગોવિંદ
૧ રા. ભાઈજી પરભુદાસ
૧ રા. ઇચ્છારામ પ્રાણજીવન
૧ રા. દયારામ વિશ્વનાથ
**કોઠીઆ.**
૧ રા. મુળજી પુરૂષોત્તમ
૧ રા. કેવળદાસ ગીરધર
૧ રા. રતનજી રામભાઈ
**આમદડા**
૧ રા. જીવરામ કરૂણારામ
૧ રા. મોતીલાલ મંછારામ
**વડોદરા.**
૧ રા. અમરતલાલ દયારામ
**ખરસાડ**
૧ દયાળજી ભીમભાઇદેશાઇ
**ભાડભુત**
૧ રા. નરભેરામ પ્રેમાનંદ
**સજોદ**
૧ રા. વિશ્વનાથ નરભેરામ
**કોપરલી**
૧ રા. મંછારામ દયારામ
**(૨૨) રા. ભાઈ અચરતલાલ કૃષ્ણારામ દ્વિવેદીમારફતઉમેરઠ વસો ભરૂચ વિગેરેથી**
**વસો**
૪ રા.રા. અંબાઇદાસઅમીન
**ભરૂચ**
૨ અચરતલાલ મંછારામ
**શાયલા**
૨ રા. છગનલાલ ગોડીદાસ
૧ મો. પોપટલાલ રૂપચંદ
**ઉમેરઠ**
૨ રા. મૂળજી મલકારંજન
૧ રા. મહમદ ઇબ્રાહીમ

૧ રા. કાલીદાસ મયારામ.
૧ રા. સોમનાથ ગોપાળજી
૧ રા. રાજારામ લખ્મીદત્ત
૧ રા. જોઇતારામ છગન
૧ રા. રામચંદ્ર પુરૂષોત્તમ
૧ રા. અનોપરામ રેવાદત્ત
૧ રા. મૂળજી કાળીદાસ
૧ રા. જોઇતારામ મોતીરામ
**મહુધા**
૧ રા. રતનલાલ બી. ડી.
**વાડાશીનોર.**
૧ રા. છગનલાલ મયારામ
**(૧૫) રા.રા.મંછારામ અમથારામ મારફત અમલેશ્વર વિગેરે**
**અમલેશ્વર.**
૫ રા.મંછારામ અમથારામ
૧ રા. મોરાર કાળીદાસ
૧ રા. લલુભાઈ પરભુદાસ
૧ રા. જગાભાઈ દાજીભાઇ
૧ રા. વિશ્વનાથ બાપુજી
૧ રા. હરજીભાઇ નરોત્તમ
૧ રા. નરભેરામ જેશંકર
૧ રા. ગબાભાઈ મનોર
૧ રા. માધવ શંભુદાસ
૧ રા. જેશંકર જગદીશ
**કોઠીઆ.**
૧ રા. મંછારામ ઇચ્છારામ
**(૧૫) રા. દ્યાભાઇ ઓધવદાસ મારફતે**
**અમલેશ્વર.**
૫ રા. દ્યાભાઇ ઓધવદાસ
૧ રા. ગોવિંદ મોરાર
૧ રા. હરજીભાઇજગાભાઇ

૧ રા. મેહેશ્વર ગુમાનસિંહ
૧ રા. રામદાસ ગોવરધન
૧ રા. દામોદર દેવજી
૧ રા. ભગાભાઈ માધવ
૧ રા. દલપત્ત ખુશાલ
૧ રા. નાથાભાઇ ગબલ
૧ રા. નાગજી જોઈતારામ
કોઠીઆ.
૧ રા. પિતાંબર નાગરદાસ
(૧૪) પ્રિય મિત્ર મણીલાલ
મોહનલાલ ઝવેરી
ભરૂચ તથા કુંડલા
ભરૂચ.
.૦ શ્રી ભરૂચ જ્ઞાનોદય સભા.
૪ રા. રા. મણીલાલ મોહ-
નલાલ ઝવેરીદાક્તરકૂંડલા
(૧૩) પ્રિય મિત્ર પ્રાણલાલ
અમૃતલાલ સુરતી મારફતે.
ભરૂચ.
૧ રા. પ્રાણલાલ અમૃતલાલ
૧ રાં. નવનીતલાલ રણછોડ
૧ રા. નગીનલાલ ચુનીલાલ
૧ રા. હરીલાલ ગોપાળદાસ
૧ રા. મોહનલાલ પ્રાણનાથ
૧ રા.હરીલાલહરગોવીંદદાસ
૧ રા. ત્રંબકલાલ ઇશ્વરદાસ
૧ રા. મગનલાલ મોતીલાલ
૧ રા. છોટાલાલરણછોડદાસ
૧ રા. ત્રીભોવન દ્વારકાંદાસ
૧ રા. પ્રાણલાલ નરોત્તમ
૧ રા. ગીરધર જમનાદાસ
૧રા.છગનલાલ બ્રીજભુખણ
(૧૧) પ્રિય મિત્ર પુરશોત્તમ
પદમશી મરચંટ મારફતે

મુંબાઈ.
૧ રા.રા.પુરૂષોત્તમ પદમશી
૧ રા. મોતીલાલ લક્ષ્મિદાસ
૧ રા. નગીનદાસજમનાદાસ
૧ રા. કરૂણાશંકર મણીશંકર
૧ રા. રઘુનાથ શંકરલાલ
૧રા.હરગોવનદાસગોપાળદાસ
૧ રા. મૂળજી રામદાસ
૧ રા. મોતીલાલ કાનજી
૧રા.દ્વારકાંદાસ બ્રિજભુખણ
૧ રા.વરજદાસ નરોત્તમદાસ
૧ રા.કલ્યાણદાસ વિઠલદાસ
(૧૦) પ્રિય મિત્ર મંછારામ
આશારામ ભટ્ટમારફતે.
રાધનપુર.
૩ રા. રા. મંછારામ આ-
શારામ ભટ્ટ દાકતર '
૧ રા. રા. ઠાકોર ચંદુલાલ
૧રા.રા.વનદ્રાવન ગીરધરદાસ
૧રા.રા.ત્રિકમભાઇમથુરભાઈ
૧ રા. ચાંપશી પાનાચંદ
૧ રા. બાપાલાલ ભાઇશંકર
૧રા.છગનલાલ ભવાનીશંકર
૧ રા. શામળદાસ હરજીવન
(૧૦) રા. રા. સુંદરજી ચ-
તુરભુજ મારફતે મહુવા
૧ રા. સુંદરજી ચતુરભુજ
૧ રા. વનમાળી અંદરજી'
૧ રા. હસનઅલી સુલેમાન
૧ રા. જમનાદાસ થોભણ.
૧ રા. અમૃતલાલ લવજી,
૧ રા. ભગવાનદાસ દુર્લભ
૧ રા. જાદવજી આણંદજી
૧ રા. તુળશી કરશન

૧ રા. નરોત્તમ મકન
૧ રા. મનસુખરામ ભગવાન
(૧૦) રા.રા. ભાણજી વિ૦ જેરામ મારફતેજોડીઆ
(૧૦) રા. રા. મોહનલાલ લલુભાઈ અમદાવાદ
(૧૪) ડાકોર.
૫ રા.સા.મનોહરરાવ ગણેશ
૪ રા. મગનલાલ બાપુજી
૧ રા. લલુભાઈ નારણજી
૧ રા. નારણ લક્ષ્મિરામ
૧ રા. મૂળજીભાઈ મંછારામ
૧ રા. માણેકથાલ દયારામ
૧ રા. શામળ કાળીદાસ
(૫) રા.રા. દેવરામ કાનજી મેહેતાજી મારફતે બેડીબંદર
૪ રા. રા. દેવરામ કાનજી
૧ રા રા. ખવાશ હરજીમેર
(૪) પ્રિય મિત્ર ચુનીલાલ ગીરધર મારફતે પેટલાદ
૧ રા.રા. ચુનીલાલ ગીરધર
૧ રા. ભાઈલાલ બી. શેઠ
૧ રા. પરભુલાલ સખીદાસ
૧ રા.અબદુલ રસુલ મુનશી
(૩) લાલપુર.
૧ રા. કાળીદાસ માદેવ
૧ રા. વિઠલદાસ ભૂપજી
૧ રા.કચરા ઊશીધા
૧ રા.મહાદેવ બેચર શાણુવા
૧ રા. કેશરચંદ દાનશંગ ,,
૧ રા. ધણજી પુંજા. ,,
(૨) શ્રી મહારાણાશ્રી કુબેરસીંઘજીસંસ્થાનબોરી
(૨) રા. પુરૂષોત્તમ વિ. રા. મજીમારફતેમાતાજીનાગઢ
૧ રા. પુરૂષોત્તમ રામજી
૧ રા. રામશંગજી થોભણજી પાટણ
(૨) રા. રા. નારાયણ ભારથી યશવંતભારથીગોસાઈ પાડરશીંગા
૨ રા. હરજીવન રતનજી સુરત
૧ રા. રા. હરીલાલ મુનશી
૧ રા. ઉતમરામ કેશવરામ
૧ પ્રિયમાણેકલાલચુનીલાલ વડોદરા
૧ રા.ઇચ્છાલાલ પી.મુનશી
૧ રા.છોટાલાલ આત્મારામ અમદાવાદ.
૨ રા. ચંદુલાલ વજુભાઈ
૧ રા. ગંગાશંકર મેહાનંદ અંકલેશ્વર લાઈબ્રેરી
૧ રા.રા.ડાહ્યાભાઈ પ્રેમાનંદ જાંબુડા
૧ રા. ખોજા વસ્તા ધનજી લીંમડી
૧ રા. ખીમજી આણંદજી કોલાખા
૧ રા. રા. રામચંદ્રશ્રીધર બાલવા
૧ રા. ત્રીભોવન પ્રાણજીવન પાલીઆદ કેશવરાવ લાઈબ્રેરી
૧ માણેકચંદ મધુ. ધ્રોળ
૧ રા. જીવરામ વિ. વેલજી લીલીઆ
૧ રા. પ્રાણજીવન રઘનાથ

## विनति पत्र.

सर्वे सुज्ञ वांचनारने खबर आपवामां आवे छे के श्री भरुच ज्ञानोदय सभा तरफथी ज्ञानोदय नामनुं मासिक चोपानियुं प्रगट थाय छे. तेमां विद्या, वैदक, संसार सुधाराना तथा रमुजना विषयो आवे छे. कद डेमी आठपेजी दोढ फरमो. किंमत वर्ष एकनो टपाल खर्च साथे रु. १) जोइए तेणे श्री सभाने अगर मने लखवुं.

सर्वे वांचनारने विनति करवामां आवे छे के आ पुस्तकनो प्रचार करवा तस्दी लेशो. कदना प्रमाणमां किंमत घणीज जुज अर्थात् आठ फर्माना पुस्तकना फकत आना आठ तथा पोस्टेज अडधो आनो. जोइए तेणे नीचेने शरनामे लखवुं. किंमत पोस्टेज साथे प्रथमथी पोस्टपेड कागळमां मोकलवी. शिवाय अमारे त्यांथी नीचेनां पुस्तको रोकडी किंमते मळशे.

| नाम. | किंमत पोस्टेज साथे. |
|---|---|
| मुलतवी राखवानां माठां फळ. | रु०-१३-० |
| गुलीवरनी मुसाफरी (भाग २ जो.) | रु०-९-० |
| **संस्कृत शब्द रूपावळी.** | रु०-२-० |

आ **रूपावळी** अंग्रेजी हाइस्कुलोमां तेमज खानगी रीते संस्कृत शिखनाराओने घणी उपयोगी छे. कदना प्रमाणमां किंमत जुज छे. जोइए तेणे तेना कर्ता रा. सा. नारायणराव भास्करराव पंडित. वडोदरा अने अमरेली प्रांतना एज्युकेसनल इंस्पेकटरने अगर मने लखवुं.

माडंवीनी पोळमां पडीपोळ } ली० आधर वि. कृष्णाराम.
अमदावाद, } द्विवेदी